Gavākshadeep : A collection of critical appreciation of Sanskrit stanzas. By Hira R. Pathak. Pub, by Gurjar Granthratna Karyalaya, Gandhi Marg.
Ahmedabad 380 001. 1979.



પહેલી આવૃત્તિ : માઘપૂર્ણિમા : ૧૯૭૯
**દસ રૂપિયા**

પ્રકાશક
કાન્તિલાલ ગોવિંદલાલ શાહ
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીમાર્ગ
અમદાવાદ ૩૮૦ ૦૦૧

આવરણ તથા લેખશીર્ષકો
ઠાકોર રાણા

મુદ્રક
ડાહ્યાભાઈ એસ. પટેલ
મોટોવાસ
નવા વાડજ
અમદાવાદ - ૩૮૦ ૦૧૩

પ્રિય સખી,

ડૉ. બકુલા અરવિંદ તારકસને

સંસારના રંગીન રમ્ય મંચ,
ત્યાં પ્રેમનાં સાહસમાં ઝુકાવ્યાં,
શ્રદ્ધાંની ઘૂમરી ઘૂમ્યાં શી
આનંદની ફૂદડી ફર્યાં, હે
એકમેકને સખ્યની રંગતાળી,
હૈયામહીં હેતભરી હુંફાળી.

ઢાળ

મારે કેસૂડીના કોડ,
સહિયર રમવા જોડ,
સમો ..... વડ જોડ,
બહેનડ! બીજે ક્યાંય નથી.

સંગ મ્હાલ્યાં ગાયાં કૈં ગાન,
ભૂલ્યાં ભવના ભારનાં ભાન,
હેત હૈયે, લે રે લેને લ્હાણ,
સહિયર! અદકું કાંઈ નથી.

હી.

## લેખિકાનાં પુસ્તકો

- આપણું વિવેચન સાહિત્ય (૧૯૩૮)
  (ગુજરાતી વિવેચનની ઐતિહાસિક આલોચના)
- ચંદ્ર-ચંદ્રાવતી વારતા (સંપાદન) (૧૯૬૮)
- કાવ્યભાવન (વિવેચન) (૧૯૬૮)
- પરલોકે પત્ર (કાવ્ય) (૧૯૭૨)
- વિદ્રુતિ (વિવેચન) (૧૯૭૪)
- ગવાક્ષદીપ (વિવેચનાત્મક રસદર્શન) (૧૯૭૯)

### હવે પછી

- સચેતસ્ (વિવેચન)
- વિભાવન (વિવેચન)
- પહાડી પ્રજ્ઞા (બ. ક. ઠા. વિશે વિવેચન)
- અર્વાચીન કવિતા : આનંદયાત્રા (રસાત્મક વિલોકન)
- નિબંધો — અંગત (નિબંધ)
- નિબંધો — બિનંગત (નિબંધ)

# નિવેદ

બાળપણમાં ભાંડુઓ ને બહેનપણીઓ સાથે સમુદ્રકાંઠે ફરવા જવાનું સાંભરે છે. ત્યારે, દરિયાનાં મોજાંએ કિનારે મૂકેલા રંગબેરંગી દરિયાઈ ધન પર મન ઓવારી જતું. ભાતભાતનાં ને માપમાપનાં શંખલાં, છીપલાં, મમરા, સમુદ્રફીણો અમે ફ્રોકમાં ભરીને ઘેર લઈ જતાં. વીણતાં વીણતાં જો કોડી મળી જાય ને? તો તો વાત જ શી? ભાંડુઓ ને બહેનપણીઓ, સહુ આગળ આગળ એની શોધ કરવા દોડતાં; નજરે પડતાં તે ધસીને ઝડપી લેતાં. એ કોડીઓ મળતી ત્યારે તો એમ જ લાગતું કે રત્નોનો રાજા પારસમણિ જ હાથ લાગ્યો છે! કોડીઓ મેળવવાના આનંદનો એ રોમાંચ, સ્મરણથી ઘણાં વર્ષો લગી મનમાં રહ્યો હતો; હજી આજેયે તેનું મીઠું સ્મરણ છે.

વળી નાનપણનો એક બીજો પણ એવો જ અનુભવ નોંધું: મુંબઈ જેવા શહેરમાં જન્મ, ઉછેર ને જીવનનો લાભ મળ્યો: છતાં મારું મન વારે વારે શહેર બહારના જાનપદી ને ગામડાના સાહજિક જીવનને — જેમ આજે તેમ ત્યારેયે — ઝંખતું. એથી હંમેશા મને પ્રવાસે જતાં પારાવાર આનંદ થતો, હજી આજેયે પ્રવાસ એ મારો સર્વાધિક રોમાંચક આનંદ છે; એટલું જ નહિ, પ્રવાસસ્થાનની વનસ્પતિ

અને તે પ્રદેશના સર્વાંગીણ પ્રાકૃતિક વાતાવરણ જોડે સાહચર્યભાવે મને માયા બંધાઈ જાય છે; જે હું સ્મૃતિથી અનુભવતી રહું છું.

એટલે નાનપણમાં દેવલાલી-નાશિક-માથેરાનમાં એકસાથે અનેક મહિનાઓ રહી છું, તેના સ્થળસમયનું વાતાવરણ હજુ મારા મનમાંથી ભૂંસાયું નથી. તે સ્થળોની ફળવાડીઓ કે ફૂલબગીચામાંથી એટલે કે કુદરત કનેથી સીધેસીધાં ફળફૂલો તોડીને લેવાનો મને લહાવો લાગતો. એ રોમાંચક આનંદને હું વીસરી નથી.

આ બન્ને પ્રકારના અનુભવમાં, મારા બાળક મનને કંઈક વિરલ પામ્યાનો ભાવ, આજેયે ચિત્ત-સંસ્કારમાં જડાયેલો છે. પછી કિશોરાવસ્થામાં, તેવું જ આકર્ષણ આભૂષણોનાં રંગરંગનાં રત્નોનું થતું. અમસ્તું હજી આજેયે કોઈ પણ રંગ કે રંગમેળવણી, જબરું કામણ મારા મન પર જમાવતું હોય છે. એટલે તે વેળા, રત્નોના તેજસ્વી રંગોના ઝળહળાટથી, મારું મન અંજાઈ જતું.

તેવો જ— બરાબર તેવો જ કૌતુકમય રોમાંચ મેં તરુણાવસ્થાથી આજ લગી અનાયાસે ભેટી જતી સુંદર કાવ્યપંક્તિઓ, ગીતો અને શ્લોકોથી અનુભવ્યો છે; ચાહીને મેળવેલથીયે અનુભવ્યો છે. મારા રસકોપને તે સદાય સંતર્પક રહ્યાં છે. એટલે મોટપણે મારા પતિને કાવ્યસર્જન માટે પ્રેરતાં, અનેક વેળા કહેતી: "બીજી સ્ત્રીઓ વર પાસે ઘરેણાં માગે છે; તેથી રીઝે છે; તેમ હું તમારાં કાવ્યોથી રળિયાત છું; માટે લખો."

મારી આ મનોભૂમિકાના અનુલક્ષમાં, વર્ષોથી મેં ચિત્તમાં ચગળ્યા કરેલા કેટલાક સંસ્કૃત શ્લોકોનું, અહીં એકેકો લઈ લઈને અર્થદર્શન-ઘટન-ચિંતન અને રસદર્શનનું નિરૂપણ કરેલું છે.

ઈ. સ. ૧૯૭૨માં ૩૪ વર્ષના લાંબા અધ્યાપનકાળના વ્યવસાયમાંથી હું મુક્ત થઈ. એ સુદીર્ઘ જ્ઞાનાનંદના પથની મજલના અંતિમ ગાળાનો ખેદ ઉતારવા અને નિવૃત્તિની નિરાંત અનુભવવા, કંઈક રસદાયી, સર્જનાત્મક અને અનાયાસ લખવા મન થતું હતું.

તે ટાંકણે, મુંબઈના જૈન યુવક સંઘ સંચાલિત 'પ્રબુદ્ધ જીવન' પાક્ષિક પત્રિકાનું તંત્રીપદ શ્રી ચીમનલાલ ચ. શાહે સંભાળ્યું; ત્યારે તેને માટે મારે વારંવાર કંઈક લખી આપવું, એવી એમણે બોલી કરી. તે માગ ઊભી થતાં, મેં 'સૂર્યવંદના'થી આ શ્લોકશ્રેણીનું મંગળાચરણ કર્યું. ખરે જ! એ 'વંદના' મને માર્મિક અર્થમાં ફળી! વર્ષોથી સંઘરી રાખેલી શ્લોકો વિશેની મારી રસાસ્વાદવૃત્તિને વહેવાનો ઢાળ મળ્યો. રસજ્ઞ ભાવકોને તે રુચિર છે, તેમ જાણતાં તે ચાલુ રાખ્યું. એમ કરતાં 'પ્રબુદ્ધ જીવન' ઉપરાંત બેએક સિવાય, કેટલાંક લખાણો 'સમર્પણ' તેમ જ 'નવનીત' સામયિકમાં પણ છપાયાં. તે તંત્રીમિત્રોને અહીં તાદૃશભાવે સ્મરતાં, આનંદ થાય છે.

આમાં કેટલાક શ્લોક મારી જાણના તથા મેં મેળવેલા હતા: કેટલાક મને મેળવી આપનાર મિત્રોનું ઋણ પણ છે; કેટલાક તો મારી માગણીથી મને મેળવી આપનાર, ભારતીય વિદ્યાભવનના સંસ્કૃત વિભાગના અધ્યાપક ભાઈઓની એ મમતામૂલ્યની પ્રસાદી છે. કેટલાક મિત્રોએ શ્લોકો મેળવી આપવા ઉપરાંત સમશ્લોકી ભાષાંતર પણ કરી આપેલું છે. કેટલાક શ્લોકોનું મેં તેવું ભાષાંતર કર્યું છે; તો કેટલાકનું કામચલાઉ ગદ્ય ભાષાંતર મેં કરી લીધું છે.

અહીં વિશેષભાવે મને સ્વ. મુનિ જિનવિજયનું સ્મરણ થાય છે. મારી માગણીથી તેમણે સ્નેહભાવે યાદ રાખીને 'પ્રજ્ઞાપારમિતા સ્તુતિ'ના શ્લોકો ખાસ મેળવી આપ્યા હતા; અને સમગ્ર સ્તુતિના અર્થ વિશે ચર્ચા કરી, તેના વિશિષ્ટ પારિભાષિક દર્શનને સ્ફુટ કરી આપ્યું હતું. એ સમગ્ર સ્તુતિનો મેં વર્ષો પહેલાં અનુવાદ કરેલો છે; તેમના પ્રથમ બે શ્લોકો અહીં લીધેલા છે.

આ સહુને ન સંભારું એ કેમ ચાલે? આમાંના પાસાદાર રત્નમણિ જેવા ઉત્તમ કાવ્યકોટિના શ્લોકોને ફેરવીફેરવીને તેની રંગકાંતિ ઊલટથી માણવાનો રસવ્યાપાર, તે સહુને આભારી છે.

સંસ્કૃત ભાષાના શબ્દેશબ્દનું અને તેની રચનાનું અંતર્ગત

સૌંદર્ય, તેના અનેક સ્તરોની અર્થવ્યંજનાથી એટલુ તો સમૃદ્ધ છે કે તેનું અનુપમ સૌષ્ઠવ ચકિત કરી મૂકે તેવું છે; તેની રચનાનું લાવણ્ય, સુબદ્ધ અંગો દ્વારા નિષ્પન્ન છે. જે એક વેળાની આ દેશની સર્વોત્કૃષ્ટ ચેતનાની પરાકાષ્ઠાનું પરિણામ છે. તેને ગીર્વાણ ગિરા — દેવભાષા અમસ્તી નથી કહી! એમાંના આ શ્લોકોમાંથી કેટલાકનું સટીક ભાષ્ય પ્રચલિત છે. તેનો સંસ્કૃત ભાષાના વ્યુત્પન્ન પંડિતોએ તેમની ટીકા દ્વારા પ્રકાશ પાથરેલો છે. તે ટીકા કેટલી બધી અધિકૃત છે!

કવિતાની શૈલીએ કહું તો, એવી આ દેવ-ભાષાની તો સૂરજચંદ્રની આરતી જ ઉતારવાની હોય! મારી તેને વિશેની ભક્તિ ગમે તેટલી હોય! પણ તેનો પ્રકાશ પાથરવાની શક્તિ, એ સંસ્કૃત વ્યુત્પન્ન પંડિતો જેટલી ન જ હોય. બહુ બહુ તો 'ગવાક્ષદીપ' જેટલી જ હોય. કોઈ ગોખલાના નાના શા, આછા અમથા બળતા કોડિયા જેટલી જ હોય. આ કેવળ મારી નમ્રોક્તિ જ નથી. જો મારી પાસે સંસ્કૃત ભાષાનું પ્રાવીણ્ય હોત? તો તેના સાહિત્યની તમામ સ્તુતિઓનું મેં ગુજરાતી ભાષાન્તર કર્યું હોત. એવો મારો તેના પ્રત્યેનો ભાવ છે; પણ તેને અભાવે થયેલો મારો આ નાનો શો પ્રયત્ન છે.

અમદાવાદ : ૩૦-૧-'૭૯ હી.

ઓર્ફનેજ બિલ્ડિંગ-૪
૭ એ ચોપાટી રોડ,
મુંબઈ ૪૪૦ ૦૦૭.

# અનુક્રમ

હિંમત સાત

# પૂર્ણની ઉપાસના

**પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્ પૂર્ણમુદચ્યતે ।।**
**પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ।।**
**ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ।।**

**: અર્થ :** 'ઈશાવાસ્યોપનિષદ'

તે (બ્રહ્મ) પૂર્ણ છે : આ (જગત) પૂર્ણ છે. (કારણ) પૂર્ણ(બ્રહ્મ)માંથી પૂર્ણ (જગત) ઊપજે છે : પૂર્ણ (બ્રહ્મ), પૂર્ણ(જગત)ને લઈ લઈને એટલે કે લીન કરીને, (અંતે) પૂર્ણ જ બાકી રહે છે.

ૐ અર્થાત્ હે (ઉપર મુજબ, આદિ મધ્ય અને અંતમાં પૂર્ણ એવા) બ્રહ્મ! શાન્તિ, શાન્તિ, શાન્તિ હો! જીવનની તમામ વિષમતાની નિવૃત્તિ હો!

આ પરિચિત શ્લોક આપણા સુવિખ્યાત 'ઈશાવાસ્યોપનિષદ'ના શાન્તિપાઠનો છે. ઉપનિષદો હિંદુધર્મના બહુમૂલ્યવાન પ્રાચીન ધર્મ-ગ્રંથો છે. આત્મવિદ્યાની ઉપાસનાની વિચારણા, તે જ ઉપનિષદ. સામાન્ય રીતે ઉપનિષદના પઠન-અધ્યયનનો મંગલારંભ શાન્તિપાઠ બોલવાથી થાય, તેવી પ્રણાલિકા છે.

આ શાન્તિપાઠનું પ્રયોજન? આત્મવિદ્યાની સાધના પૂર્વે મનનુ ઐહિક જગતની વૃત્તિઓમાંથી શમન થવું જોઈએ. અહીં ઉપનિષદના જ્ઞાનમાર્ગે આત્મવિદ્યા મેળવવાની છે. હવે જ્ઞાનસંપાદન માટે જે આવશ્યક છે, તે મનની ગ્રહણશીલવૃત્તિ; સંસારના રાગદ્વેષોમાંથી નિવૃત્તિ અને તેની પાછળના અહમ્‌થી રહિત નિર્મળ મનની સ્થિતિ. કવિતાનો અનુભવ પણ એવી જ કોઈક નિર્વિઘ્ન મનની દશા માગે છે; તો આત્મદર્શન અર્થે તે અનિવાર્ય, તેમાં નવાઈ શી? કારણ, રાગદ્વેષથી મન નિવૃત્ત હોય ત્યારે જ તે સમું અર્થાત્ સમ્યક્ જોઈ શકે છે. તો જ મનની સમતા — સમતોલનતા જન્મે છે.

આ શ્લોકનું શાન્તિપ્રયોજન તેનો સર્વાંગીણ ભાવ જોતાં કળી શકાય છે. બ્રહ્મ એટલે કે પરમાત્માની પૂર્ણતાની, તેની સંપૂર્ણ— એકમાત્ર વ્યાપકતાની ભાવના અહીં વ્યક્ત કરી છે; જે શ્લોક વાંચતાંવેંત મનમાં એક પ્રકારની સંતર્પક શાતા – શાંતિ – નિવૃત્તિનો ભાવ પ્રગટાવે છે. જાણે પાઠકનું ચિદાકાશ—ચિત્તનું આકાશ પૂર્ણ વડે છવાઈ જઈ સભર શાંત બને છે. એટલી બધી વાર – ફરી ફરી વાર 'પૂર્ણ' શબ્દ આ શ્લોકનો મોખરારૂપ બને છે. મનનો કબજો લઈ લે છે.

સામાન્ય રીતે ઉપનિષદના મંત્રોથી જ આ શાન્તિપાઠનો મર્મ પામી શકાય; આ ઉપનિષદનો શાન્તિપાઠ તેના સમગ્ર ભાવને સંપૂર્ણ-પણે વ્યક્ત કરી આપે છે. દૃષ્ટાંત તરીકે આ જગતમાં જે જગત રૂપે — ક્ષણિક નાશવંત રૂપે કાંઈ છે તે પણ પૂર્ણ છે. કારણ? તે ઈશથી

આવાસિત એટલે કે વસાયેલું છે. અને પછી, એ આખા ઉપનિષદમાં જે કર્મ ધર્મ વ. વિશે અભિહિત — કહેવાયેલું છે, તે એ 'પૂર્ણ'ના સંદર્ભમાં જ છે.

બધા જ શાન્તિપાઠોની જેમ અહીં પણ 'શાન્તિ'ઘોષ ત્રણ વાર થાય છે, તેય મનની નિવૃત્તિ માટે પ્રેરક છે. આ શાન્તિ, તે સંસારની આધિ, વ્યાધિ અને ઉપાધિમાંથી મુક્ત કરતી સમાધાન પ્રેરક શાન્તિ — સમતા છે.

હવે શ્લોકનો ભાવાર્થ જોઈએ: 'તે પૂર્ણ છે' એટલે શું ? 'તે'નો અર્થ બ્રહ્મ એટલે કે પરમાત્મા અર્થાત્ ચૈતન્યસ્વરૂપ પ્રભુ. પરમાત્મા — ભલે અદશ્ય છતાં — પૂર્ણ હોવાથી જ સચરાચરમાં સંઘે વ્યાપેલા છે. એટલું જ નહિ, તેના એક ગતિમાન — ચૈતન્યમય અંશ તરીકે આ દશ્યમાન જગત પણ પૂર્ણ છે. એથી અહીં એમ કહ્યું કે 'આ પૂર્ણ છે.' આ જગત છે બ્રહ્મનું અંડ કહેતાં સર્જન; એથી જ તે બ્રહ્માંડ કહેવાયું છે. આમ, બ્રહ્મ પૂર્ણ છે માટે બ્રહ્માંડ પણ પૂર્ણ છે.

પણ આપણો આ દશ્યમાન જગત વિશેનો શો અનુભવ છે ? તે અપૂર્ણ, ત્રુટિઓથી ભરેલું અને મર્યાદાઓથી ઘેરાયેલું છે. તેમ છતાં, આ શ્લોકના ઋષિએ એને 'પૂર્ણ' કેમ કહ્યું ? એનો ખુલાસો છે. અવિદ્યાને કારણે, જીવોનો સમુદાય એવું આ જગત ત્રુટિઓથી ભરેલું ને અપૂર્ણ છે. પણ પૂર્ણ એવા બ્રહ્મના અંશ રૂપે તેને બ્રહ્મનું જ્ઞાન થઈ શકે છે; ત્યારે, જીવની મૂળ પ્રકૃતિ જે સત્ ચિત્‌ને આનંદ રૂપની છે, તે સચેત થાય છે. અને ત્યારે તે સત્ સ્વરૂપે પૂર્ણ છે.

આમ પૂર્ણ એવા બ્રહ્મમાંથી પૂર્ણ એવું જગત નીપજે છે; એટલું જ નહિ, જગતનું જે ધારણ થાય છે તેનું કારણ પણ તે જ છે; તેની પાછળ બ્રહ્મતત્ત્વ પરોવાયેલું છે. આમ જગતના આદિ અને મધ્યમાં બ્રહ્મ કારણરૂપ છે; તેથી બ્રહ્મનો પૂર્ણતાનો ગુણ જગતને લાગેલો છે.

પણ બ્રહ્મ તો જગતને સંબંધે, એથી વિશેષેય છે; એ જ જગતને પોતાનામાં લીન કરીને છેવટે જે બાકી રહે છે, તે સ્થિર—અવિચલ — કાયમ રહેનારું તત્ત્વ પણ પોતે બ્રહ્મ જ છે. માટે જ તેનું સ્વરૂપ પૂર્ણ છે. આમ, જગતના પ્રલય પછી જે પણ બાકી રહે છે, તે છે અક્ષય્ય, અવિચલ બ્રહ્મ — પૂર્ણ પરમાત્મા પોતે.

ઉપર મુજબ ગણિતરીતિની કલાઆયોજનાથી ઋષિએ આ શ્લોકમાં અને બ્રહ્મ બ્રહ્માંડના સંદર્ભમાં, બ્રહ્મનું કેવલત્વ-પ્રભુત્વ દર્શાવ્યું છે. વેદાન્તના ભાષ્યકાર શ્રી શંકરાચાર્યે, જીવબ્રહ્મના અદ્વૈતને — એકતાને કેટલાંક સૂત્રોથી પ્રચલિત કરેલ છે: (૧) 'તે તું જ છે.' (૨) 'હું જ બ્રહ્મ છુ.' (૩) 'પ્રજ્ઞાન, એ જ બ્રહ્મ', અને 'આ બધું ખરેખર તે બ્રહ્મ જ છે' — આ સૂત્રોમાંનુ બ્રહ્મદર્શન એટલે કે અદ્વૈતનો સિદ્ધાંત, પ્રસ્તુત શ્લોક પાછળ પ્રમાણી શકાય છે.

આથી જ શંકરાચાર્યે એક શ્લોકમાં બ્રહ્મને સત્ય કહી જગતને મિથ્યા — અસત્ કહ્યું છે; તેનું કંઈ કારણ? આપણે જાણીએ છીએ તેમ એ છે, જગતનું રાગદ્વેષનું, અવિદ્યાનું પાસું. બાકી મૂળે તો તે સત્ સ્વરૂપ જ છે. આમ સર્વત્ર અને સર્વ રીતે, પૂર્ણ રૂપે ઈશ્વરને અનન્યભાવે જોવામાં અદ્વૈતનો સિદ્ધાંત આવે છે. તેને આ પ્રમાણે ગણિતથી — સરવાળા-બાદબાકીની લઢણથી મૂકવામાં, સામાન્ય ગણિતથી પર એવું વિસ્મયકારક બ્રહ્મનું લક્ષણ કાવ્યાત્મક ઢબે છતું કરાય છે. એ મુજબની રજૂઆતમાં, ઋષિની આ ગહન વિષયને સહેલાઈથી છતો કરવાની સિદ્ધિ જણાય છે.

આ બ્રહ્મતત્ત્વ જેમ પૂર્ણ છે, તેમ અનાદિ અનંત છે. તેના આત્યંતિક શુદ્ધ સ્વરૂપને છેવટના પરિણામ લેખે પૂર્ણરૂપે સ્વીકારતી અન્ય વિદ્યાઓ પણ છે; ખાસ કરીને આ સ્થળે ગણિતવિદ્યાનું સ્મરણ કરી શકાય. તેનો એક સિદ્ધાંત છે: કોઈ પણ વસ્તુની ગણતરી કરતી વેળા, 'ઇન્ફિનિટી' અર્થાત્ અનંતતામાં જો 'ઇન્ફિનિટી'

— અનંતતા ઉમેરો તોપણ સરવાળો અનંતતા જ થાય; તે મુજબ, અનંતતામાંથી બાદ થતાં પણ અનંતતા જ છેવટે વધે; વગેરે વગેરે. બ્રહ્મની અનંતતાને પણ તેમ જ સમજવાની.

આ શ્લોકમાં ઋષિ બ્રહ્મવર્ચસ્નો બોધ કરે છે; તે દ્વારા જીવ અને બ્રહ્મનો સમાન અંશ તે પૂર્ણતાનો, તેને આગળ કરે છે. આપણે માનવ 'અમૃતના જાયા' છીએ, તે આ અર્થમાં. પણ એ પૂર્ણતા— એ અ-મૃતતા સિદ્ધ થવી જોઈએ. કેવી રીતે? અવિદ્યા દૂર કરીને: સચ્ચિદાનંદ સહ તદ્દકાર થઈને, પૂર્ણનો સ્વયં અનુભવ કરીને.

પણ... પણ, એ પૂર્ણતાનો અનુભવ કરવો શી રીતે? માનવ માટે, એ જ તો મોટી મથામણ છે ને? આપણે આ દેહથી અપૂર્ણ છીએ, બંધનોથી જકડાયેલાં છીએ, અનેક કુંઠાઓથી સંકોચાયેલાં છીએ. એ બાબત સતત કડ્યા — ખટક્યા કરતી હોવી જોઈએ; અથવા ઊલટી રીતે કહીએ, જે વધારે વાજબી છે; એ પૂર્ણ જોડે આપણું કોઈ પણ રીતે-પ્રકારે સંધાન થઈ જવું જોઈએ.

કારણ, પ્રકૃતિ જો બ્રહ્મને પામવાનું સાધન છે, તો એની સાથે જડાયેલી જડતા એ આપોઆપ એની મર્યાદા પણ છે; એટલે પૂર્ણ જોડે સંધાન થયા પછી આપણે જડત્વને અતિક્રમી જઈએ— ઊફરાં થઈ થઈએ, એ આદર્શ છે.

એ સંધાન કેવી રીતે થાય? આ અપૂર્ણ એવા માનવદેહે, પૂર્ણ એવા પ્રભુને પામવા શી રીતે? એક અમોઘ ઉપાય છે ખરો: પોતાની જે કંઈ સમ્યક્ શક્તિ હોય તેને સતત વિકસાવતાં જવું — પરિપૂર્ણ કરવી, તે. મનુષ્ય આત્મા, તે તેની ઇષ્ટ ચેતનાનું આસન છે. ઇષ્ટ ચેતનાનો અર્થ, બીજો કશો જ નથી, સિવાય કે મનુષ્યની સર્વ ઉત્તમ શક્તિઓ ને સદ્ગુણો. મનુષ્યે પોતાની, તેની સર્વ દિશાની પૂર્ણતા-ની સિદ્ધિ વડે જ પ્રભુની પૂર્ણતાનો ઇષત્ સાક્ષાત્કાર કરવાનો છે. — એ ઝાંખી કરવાની છે. આ થયો મનુષ્ય દેહ વડે પૂર્ણતાનો અનુભવ.

આ અનુસાર જીવવાનો કોઈ વ્યવહારુ માર્ગ ખરો? હા. એક અંગ્રેજ લેખક રિચર્ડ બાક તેના નાનકડા પુસ્તકમાં એક પંખીના રૂપક દ્વારા તે કહે છે. એ પુસ્તક આપણે ત્યાં પરિચિત છે. નામ છે 'જોનાથન લિવિંગ્સ્ટન સીગલ'. તે નામ છે, એક વિસ્તૃત પાંખવાળા ઉડ્ડયનપ્રિય જલચર પંખીનું. તેના પોતાના પંખી-સમાજના સંદર્ભમાં એની ઉડ્ડયનકથાની રોમહર્ષણ મથામણો લેખકે વર્ણવેલી છે. તે કોઈ પણ સાધકને પ્રેરક નીવડે તેવી છે. એ છે તો રૂપક. કોઈ એક સાધક મનુષ્યના આધ્યાત્મિક જીવનના ઉન્નતિપંથની યાત્રાનું એ પ્રેરક, કાવ્યાત્મક બયાન છે; અને સહજપણે માનવજીવન તથા તેના ચરમ અને પરમ ધ્યેય વિશેની ઊંડી ગંભીરતા ને ગૌરવનો તેમાં બોધ છે. એ બોધનું વક્તવ્ય જાણવા જેવું છે.

તરુણ વયથી જ જોનાથન નામનો વિહંગમ પોતાની કોઈ આંતરશક્તિની પ્રેરણાથી જીવતો હોય છે. અનંત આકાશના અવકાશમાં એ ઊંચે ને ઊંચે ઊડવા મથે છે. નીચે છે નર્યો નીલરાશિ,— અગાધ સમુદ્ર. ઉપર અસીમ અફાટ આકાશ. બન્ને વચ્ચેનું અંતર પોતાના ઉડ્ડયનથી એ લોપી દેવા મથે છે; ઊંચે ને ઊંચે ઊડ્યા કરીને. એની ચેતનવંતી પાંખોનો એ મનોરથ છે. ન્હાનાલાલ કવિના શબ્દોમાં કહીએ તો,

> તરસ્યા એ વાદળીને તીર,
> વિહંગરાજ તરસ્યા ઊડે રે.

એની આત્માની વણછીપી તૃષાથી ટળવળતો તે ઉન્નત ભણી વિસ્મયપૂર્વક આકર્ષાયો, તણાયો જાય છે.

જ્યારે એના જાતભાઈઓ? એ બિરાદરો તો સમુદ્રને કાંઠે માછલી કે જીવજંતુભક્ષનું અહર્નિશ ધ્યાન ધરતા હોય છે, રોટીના ટુકડા માટે આપસમાં લડી મરતા હોય છે.

એ સિવાય તેઓ ઉડ્ડયન-શ્રમ શું કામ વેઠે? પણ આ વિહંગ-રાજ તો છે કોક જુદા જ કોઠાનો જીવ. એ પોતાની કુદરતદીધી મોટી બધી પાંખો વડે, અનંત આકાશના ફલક ઉપર, ઉપર નીચે પાંખો હલમલાવતો, મરોડતો ને વીંઝતો, સેલારા મારતો એકથી અન્ય દિશાએ ઊડચે જ જાય છે — ઊડચે જ જાય છે. દેહનાં બંધનોને ન ગણકારતો તે આસમાનનો તાગ લેવા મથે છે. અને વાતેય સાચી છે. જે તાગ લે છે તેને સાક્ષાત્કાર થાય છે: જેને સત્યનું કંઈકે દર્શન થાય છે તે જ વધારે ને વધારે તાગ તરફ વળે છે. તેવા માટે તાગ અને ત્યાગ એક જ બની જાય છે. તે પછી સમસ્ત વિશ્વની કામનાઓ, એ ખોજની હેઠ છે.

તેને માટે ઉડ્ડયનની પૂર્ણ સાધના એ કુદરતદીધો અટળ નિયમ થઈ પડ્યો છે. ઊંચે ને ઊંચે ઊડવું છે: ઊંચે ઊડીને પાંખો સ્થિર કરી આસમાનમાં સહેલવું છે. એ શક્તિને પરિપૂર્ણ કરવી છે.

તરુણ બાળકની આ લક્ષણની માતપિતાને સમજ પડતી નથી; માને ઉચાટ છે: 'કેમ કરીને આ પોતાની મેળે પગભર થાય!' પિતાને ચટપટી છે: 'આ કદી પોતાને આધારે જગતમાં ટકી શકશે ખરો?' પ્રેમનાં માર્યાં તે જાણતાં નથી કે સાચો આધાર એણે મેળવી લીધો છે: અને તે પોતાને પોતાનો જ છે. બાહ્ય આધાર વૃથા છે, એવું સમજતો ને એવી શક્તિ સાધતો જોનાથન બધાથી જુદેરો છે. માટે જ તેને તેનો દંડ પણ ચૂકવવો પડે છે. દેશપાર થવું પડે છે.

જોનાથન બધાંથી બહિષ્કૃત, તિરસ્કૃત ને એકાકી છે. ના. એકાકી નથી; ઉન્નત જીવનની અભિલાષાથી, તેના નિત્ય રટણથી તે સ્પંદન-સભર છે. કોઈ વિરલો પામે તે પંથની ભાળ તેને લાગી છે; તેની ગતિ નિશ્ચિત છે. ઊંચે ને ઊંચે.

જગતના જ્ઞાનીઓની જમાતનો એ જીવ! કરુણાથી અનુકંપાથી

વિચારે છે: 'હું ઊડયો, પણ મારાં ભાંડુઓનું શું?' વિધાતાએ બક્ષેલી પથપ્રદર્શકની ભાવનાથી તે તેમ કરવા પ્રેરાયો. ભાંડુઓનાં બધાં આચરણ મનમાં ગળી ગયો. સામે ચાલીને તે જૂથમાં ગયો, સૂચન કર્યું. જે ઊડવા તત્પર તેને શીખવવા લાગ્યો. તેમ કરતાં કરતાં તે જીવનની કૃતાર્થતાપૂર્વક વિરમી ગયો. આ છે જોનાથન લિવિંગ્સ્ટન પંખીરાજની ઉડ્ડયન-ગાથા.

આ કથા નિમિત્તે વ્યક્ત થતું વક્તવ્ય? જાણવા જેવું છે. આ જીવિતનો પરમ હેતુ પૂર્ણતાને પામવાનો છે. કારણ બ્રહ્માંડમાં પ્રવર્તે છે પૂર્ણતાનું કોઈ પરમ ઋત, એટલે કે વ્યાપક સત્યનો મહાસિદ્ધાંત. તેને મનુષ્યમાત્રે ચરિતાર્થ કરવાનો છે: પોતાના દેહ થકી આત્મા અર્થે. આ ઋતનો સાક્ષાત્કાર થઈ શકે પોતાની સર્વોત્તમ વિશિષ્ટ ચેતનાને તેમાં પ્રયોજીને. એ ચેતના જેમ જેમ પૂર્ણ બને તેમ તેમ અંતઃકરણનું સચેતપણું બઢતું જાય.

જીવની આ પૂર્ણતાને કોઈ બાધા નથી; એ છે અસીમ અને અગણ્ય. એટલે જ તેને અનંત સાથે નાતો છે. જો માનવની ચેતનાને માપ કે મર્યાદા છે એમ માનીએ તો અનંત એવા ઋત જોડેનો તેનો નાતો નકારવો પડે. હા, માનવદેહને, તેના ભૌતિક જીવનને દેશકાલની મર્યાદા છે ખરી. એ મર્યાદાને નિવારવી રહી; જેટલું ચેતનાનું ઉડ્ડયન વિશેષ, તેટલાં દેહનાં બંધનો બાકાત; તેટલું સાંપડે પૂર્ણ સત્ય, કહેતાં ઋત.

પરમ ઋતનો અંશ જે પામે છે તે ઘણે દૂર, ઘણે ઊંચે પારનું જોઈ-પામી શકે છે. પારદર્શન એ તેની પૂર્ણની સાધનાને સાંપડેલું વરદાન છે. જાતિબાંધવોથી દૂરનું દેખતો હોઈ તેને માટે તેમની સાથે મેળ મેળવવો મુશ્કેલ છે. તથા તે ગેરસમજૂતીનો ભોગ બને છે. એટલે જે વ્યક્તિ પોતે આંતર જરૂરતથી પ્રેરાઈને આ પથ પર પગલાં

માંડે છે, તે જ તેમાં ટકી શકે છે; બહિષ્કારને અવગણી શકે છે; નિજાનંદે મહાલે છે.

આ આંતરપ્રેરણા તે જ શુભસંકલ્પ. જેટલાં દેહપ્રેર્યાં મનનાં બંધનો તૂટે, તેટલી મુક્તતા તેને મળે. આપણો ધર્મ મનુષ્યને દેહભાવ વીસરવાનું કહે છે, તે આવા જ કંઈક અર્થમાં ! એ દૃષ્ટિએ પ્રત્યેક મનુષ્ય શુદ્ધમુક્ત આત્મા છે.

આ માર્ગને રૂંધનારાં અન્ય બાહ્ય બંધો ? જગતનાં વહેમો, વિધિવિધાનો ને અન્ય માનુષી રુકાવટો. તેમાંથી તેણે છુટકારો મેળવવો જ રહ્યો. એ છે તેનો સ્વધર્મ. એ સ્વધર્મનું બીજું પાસું છે માનવ પ્રત્યેનો ધર્મ. પોતે સાક્ષાત્કાર કરેલ વસ્તુનું અન્યને દર્શન કરાવવું તે. અર્થાત્ પ્રત્યેકને પોતામાં રહેલું પૂર્ણ જોવામાં ને સિદ્ધ કરવામાં મદદ કરવી, તેનું નામ જ પ્રેમ. જૈન ધર્મ અનુસાર મનુષ્યે પોતે ધર્મ આચરવો, સાથે સાથે અન્યને આચરવામાં ઉપકારક બનવું. વળી આચરનારનું અનુમોદન કરવું તે જ ધર્મ. લેખકે તેમ કરવામાં પ્રેમ, ભલાઈ કરુણા વગેરેને જરૂરી લેખ્યાં છે.

કહો ! આપણા ધર્મે કહેલી સાધનાને આ વાત મળતી નથી આવતી ? લેખકે આ પુસ્તક દ્વારા ને પંખીરાજના રૂપક દ્વારા, આધ્યાત્મિક જીવનનો માર્ગ ચીંધ્યો છે; પ્રત્યેક આત્મામાં રહેલી આધ્યાત્મિકતાને પ્રમાણી છે. તેને સિદ્ધ કરવા માટેનું એ દિશાસૂચન છે.

'ઈશાવાસ્યોપનિષદ'નું જ દૃષ્ટાંત લઈએ.

જોનાથન સંબંધી નિરૂપેલી ઘણી બાબતો વિગતો, એ ઉપનિષદ માં પ્રબોધેલી, અને તેને સહેલાઈથી મળતી આવતી જણાય છે. તેની સંક્ષેપમાં તુલના કરીએ.

પહેલું તો પંખીનું પરમ આત્મારૂપે રૂપક આપણાં ઉપનિષદોમાં કેટલું બધું પ્રચલિત છે ! મુંડક ઉપનિષદનું 'દ્વા સુપર્ણા સયુજા'વાળું રૂપક તો ઘણું જ વિખ્યાત છે તો બૃહદારણ્યકમાં :

પુરઃ સ પક્ષી ભૂત્વા પુરઃ પુરુષ
આવિશત્ ઇતિ
સ વા અયં પુરુષઃ

'પક્ષીનું રૂપ ધારણ કરીને તેણે એટલે કે પરમ આત્માએ— પુરુષ રૂપે, પુર અથવા શરીરમાં પ્રવેશ કર્યો.'

(— દ્વિતીય અધ્યાય, પંચમ બ્રાહ્મણ)

આમ જોનાથન પક્ષીનું રૂપક બાહ્ય રીતે અને આંતરિક રહસ્યાર્થની દૃષ્ટિએ પ્રસ્તુત ઉપનિષદના મૂળ શાન્તિમંત્ર અને ઉપનિષદ સાથે ઘણું સામ્ય ધરાવે છે; તે તારવવું ઘણું બોધક અને રોચક છે. તે એક સ્વતંત્ર નિબંધરૂપે બની શકે. આમ છતાં સંક્ષેપમાં તેની તુલના કરીએ: જોનાથન પક્ષીના સાથીદારોની ટુકડા રોટી માટેની ગીધવૃત્તિ તથા અસૂર્ય એટલે કે આસુરી તિમિરાંધકારમાં વસનારા અને કહેવાતા ડાહ્યાઓ અને અવિદ્યાના સેવીઓ, સમાન પ્રકારના છે. પોતાની બધી માનુષી મર્યાદાઓને ઓળંગવા મથનાર અને સર્વ આત્મામાં પરમ આત્માનો સાક્ષાત્કાર કરનારા એવા જીવનની વ્યાપક કરુણાના કીમિયાગરો, તેમના જેવો જોનાથન ને અન્ય સાધક સાથીદારો દેહભાવને અતિક્રમી પૂર્ણતાને પામે છે; તેવા આત્માનું પૂર્ણ અર્થાત્ ચૈતન્યસ્વરૂપ કેવું પ્રેરક છે તે આ ઉપનિષદના કેટલાક શ્લોકોને મળતું આવતું અવશ્ય જણાશે. આમ ઈશાવાસ્યોપનિષદનાં મંતવ્યોને તારેતારપૂર્વક જોનાથનની કથા સાથે સહેલાઈથી તુલનાવી શકાય તેમ છે.

તેવું તપાસતાં આપણને છેવટે, કવિ ન્હાનાલાલનું એ ગીત આ સંદર્ભમાં જરૂર સંભારવા જેવું જણાશે:

ઊડો રાજ પાંખમાં ભરી અનંત પ્રેરણા
સાગરને સામા નથી તીર;
વિહંગરાજ તરસ્યા ઊડે રે.

છેવટે આ બધું જાણીને એમ જ કહેવાનું રહે છે :

પૂર્ણને પામવા માટે પૂર્ણ તો બનવું પડે.

અને ખરે જ, જેને એક વાર આ 'પૂર્ણ'નો નાદ લાગ્યો, તેનો બેડો પાર સમજો! પછી તો તે અવશ હોય તેમ તે માર્ગે ખેંચાયો જ જાય છે. એકે એકે એની ઊણપો ભાગી જાય છે: એથી જ તો મીરાં ગાય છે ને?

> બડે ઘર તાલી લાગી,
> મારા મનની ઉણારત ભાગી.

૧૪-૧૦-'૭૫

# નકારગીતા

અહં નિર્વિકલ્પો નિરાકારરૂપા
　　　વિભુર્વ્યાપ્ય સર્વત્ર સર્વેન્દ્રિયાણિ।
સદા મે સમત્વં ન મુક્તિર્ન બંધઃ
　　　ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં ॥

શ્રી શંકરાચાર્યરચિત 'નિર્વાણષટ્કમ્', શ્લોક ૬

અર્થ:

હું વિકલ્પોરહિત, નિરાકારસ્વરૂપ, સર્વવ્યાપક અને સર્વ ઇન્દ્રિયોમાં સર્વ સ્થળે (છું).

સદા સમતાવાન, (જેને) નથી મુક્તિ નથી બંધન, એવો આનંદસ્વરૂપ હું શિવ — પરમાત્મા — છું, હું શિવ છું.

શ્રી શંકરાચાર્યનાં ભક્તિ અને જ્ઞાન ક્ષેત્રે વિવિધ વિષયનાં નાનાંમોટાં અનેક સ્તોત્રો છે. તેમાંથી અહીં આપેલો શ્લોક, જણાવ્યા મુજબ 'નિર્વાણષટ્કમ્'નો છઠ્ઠો — અંતિમ શ્લોક છે. આ છ શ્લોકોનું સ્તોત્ર 'આત્મષટ્કમ્'ના અન્ય નામેયે જાણ્યું છે. આ સ્તોત્રમાં એ મનીષીની ચૈતન્યમુદ્રા સુપ્રભ જણાય છે. એ મુદ્રા કઈ? આટલી આટલી છે: ૧. તેમની કેવળસ્વરૂપની નિર્ગુણોપાસના, ૨. તેમનો નેતિવાદ, ૩. તેમની વિશદ જ્ઞાનબુદ્ધિની સજોડે હોઈને શોભતી ભક્તિરટણા, તથા ૪. સુકવિને સાધ્ય તેવી છટાળી, શબ્દસામર્થ્યભરી લઢણ અને તેની સંગીતાત્મકતા — આ તમામ એ સ્તોત્રમાં ઉત્તમ પ્રકારે ઝિલાયાં છે. એટલી ઉત્તમ રીતે કે તેનો પાઠ કરતાં તત્ક્ષણ હૃદય ઉત્થાન પામે છે. એવું ઉત્તાન હૃદયમાંથી સ્રવેલું તે ગભીર સુંદર સ્તોત્ર છે; રટણપ્રેરક પણ.

આપણાં ધર્મશાસ્ત્રો બ્રહ્મ એટલે કે પરમાત્માનું અલૌકિકપણું 'નેતિ' 'નેતિ'થી ઉચ્ચારે છે, સ્થાપે છે. 'નેતિ'નો અર્થ આ પ્રમાણે નહિ, એવો થાય છે: એટલે કે ભૌતિક જગતના કોઈ પણ પદાર્થ પ્રમાણે, તે બ્રહ્મનું સ્વરૂપ નથી. એ પરમ ચૈતન્ય વાણીથી પર છે, મનથી અગોચર છે. વળી સૃષ્ટિનાં આ પંચમહાભૂત તત્ત્વો તે બ્રહ્મ નથી: એટલે કે આકાશ બ્રહ્મ નથી, વાયુ બ્રહ્મ નથી, પ્રકાશ બ્રહ્મ નથી, વગેરે વગેરે. માટે જ બ્રહ્મ નિરંજન છે, નિરાકાર છે, નિર્ગુણ છે. આ છે બ્રહ્મલક્ષી નેતિપણું.

બીજો મુદ્દો આપણા દર્શનશાસ્ત્રે એ મૂક્યો કે મનુષ્યનો આત્મા તે જ પરમાત્મા છે: એનું જો સાચું સ્વરૂપ ઓળખે અને પામે તો. એટલે જ જીવને લાગેલી દેહની ઉપાધિ તે મિથ્યા છે: તે સાચું આત્માનું સ્વરૂપ નથી. માટે જ જીવે આત્માનું બ્રહ્મસ્વરૂપ પામવા માટે દેહભાવ પરહરવાનો છે. એ દૃષ્ટિએ શંકરાચાર્યે આ શ્લોકના સ્તોત્રમાં બે વાનાં આપ્યાં છે; પાંચ શ્લોકમાં 'નેતિ' 'નેતિ'થી દેહની

ક્ષુલ્લક માયાની ઉપાધિને — વળગણને ખંખેરી ખેરવી નાખેલ છે, છેવટના છઠ્ઠા શ્લોકમાં આત્માના મહાન બ્રહ્મસ્વરૂપની સ્થાપના કરી છે. આમ જે ક્ષુલ્લક છે તેના નકારની મસમોટી ભૂમિકા ઉપર 'અણોરણીયાન્' છતાં 'મહતો મહીયાન્' આત્માના બ્રહ્મસ્વરૂપનું સૂક્ષ્મ વિધેયાત્મક દર્શન કરાવ્યું છે. એ રીત અખત્યાર કરીને તેમણે આત્માપરમાત્માના અદ્વૈતનો પુરસ્કાર કર્યો છે.

આ અદ્વૈત — એકતાનું સ્વરૂપ પણ સમજવા જેવું છે. વસ્તુતઃ ભૌતિક જગતનાં તત્ત્વોપદાર્થો તે પોતે બ્રહ્મ નથી, અને છતાં બ્રહ્મ છે; તે કઈ રીતે? બ્રહ્મસર્જિત હોઈ તે બ્રહ્મ છે, કારણ બ્રહ્મના અંશરૂપ છે; અને છતાં તે નિતાન્ત બ્રહ્મસ્વરૂપ નથી. કારણ જે સ્વયં બ્રહ્મ છે તે આ ભૌતિક જગત ને તેના પદાર્થો જ માત્ર નથી— તે અને તેથી ઘણું ઘણું વિશેષ છે. કોની જેમ? સાગરતરંગની જેમ. તરંગ એ સાગરનો અંશ છે તેટલે અંશે સાગર છે; પણ સાગર તે તરંગ નથી, તેથી ઘણો અધિક છે. એ અધિકતા મેળવવા આત્માએ અવિદ્યા પરહરીને પોતાના મૂળ પરમાત્મસ્વરૂપને પામવાનું છે. આ સ્તોત્ર અને શ્લોકમાં 'નેતિ નેતિ'ની શૈલીથી, ઉપર્યુક્ત મુજબ આત્મસ્વરૂપની સ્થાપના છે. તે છે આત્મલક્ષી નેતિપણું.

હવે સમજવાનું એ છે કે આત્મલક્ષી નેતિપણું અને બ્રહ્મલક્ષી નેતિપણું એ બન્ને એક જ છે; બન્ને નેતિપણાંમાં અંતે તો બ્રહ્મનું જ પ્રસ્થાપન અને બ્રહ્મનું જ જયગાન છે: આગળ જોયું તેમ આત્મલક્ષી નેતિપણામાં દેહભાવનો સદંતર સ્વીકારેલો નિષેધ છે — નકાર છે. અર્થાત્ દેહથી, તેની ઉપાધિથી — વળગણથી અને તેની અવિદ્યારૂપ માયાથી, ઊફરાં જવું છે. તેમ બનતાં, જીવનું શુદ્ધબુદ્ધ આત્મસ્વરૂપ નીખરી આવે છે. એવું આત્મસ્વરૂપ તે જ પરમાત્માનો અંશ. એવા જીવધારી આત્માનું શિવ એટલે કે પરમાત્મા જોડે તાદાત્મ્ય રચાય છે. એવો આત્મા મુક્તાત્મા છે; તે જ પામે છે નિર્વાણપદ.

આ શ્લોકના સમગ્ર સ્તોત્રમાં, એવો મુક્તાત્મા પ્રસન્નતાથી પોતાના દેહાધ્યાસને — દેહનાં વળગણોસંસ્કારોને ભારે છટાપૂર્વક છોડતો જાય છે : તે પાંચ પાંચ શ્લોકોમાં નકારતાં જઈ અહીં મૂકેલા છેલ્લા શ્લોકમાં ભાવાત્મકપણે આત્માની નિર્વાણ દશારૂપ બ્રહ્મસ્વરૂપનો જેજેકાર વર્તાવે છે. દેહાધ્યાસની એ નિષેધલીલાની ભાવભંગિ પાંચ શ્લોકોમાં પણ પ્રત્યક્ષ છે. નકારના લહેંકાની વાક્યરચનામાં તે પડઘાય છે.

આ જાતની અસરકારક નિષેધભાવછટા શંકરાચાર્યના અન્ય સ્તોત્ર 'અદ્વૈતપંચક'માંયે તેણે પ્રયોજેલી છે. આ નિષેધલીલાની છટા શંકરાચાર્ય પૂર્વે ઉપનિષદોનાં નિરૂપણમાં જોવા મળે છે ખરી. 'કૈવલ્યોપનિષદ'માંથી તેનું દષ્ટાંત જડી જાય છે. પ્રથમ ખંડના 'અપાણિપાદોઽહમ્' (શ્લોક ૨૧) તથા 'ન ભૂમિરાપો ન ચ વહ્નિરસ્તિ' (શ્લોક ૨૩)માં શંકરાચાર્યના આ શ્લોકના સ્તોત્રમાં આવતી પંક્તિઓ 'ન વાક્પાણિપાદૌ...' તથા 'ન ચ વ્યોમ ભૂમિર્ન...' માં આવતાં એનાં એ પદો, અને એ જ નકારલીલા દ્વારા નિર્વાણદશાનું નિરૂપણ માલુમ પડશે; અને છતાં એમ કહી શકાય કે શંકરાચાર્યની પ્રતિભાએ એ નકારલીલાની છટામાં અધિક પ્રાણ પૂર્યો છે. પદે પદે એ છટા સ્પંદનવંતી બની છે. અરે! છેક છેલ્લા શ્લોકની છટા પણ એ દૃષ્ટિએ નીરખવા જેવી છે. એ ભાવાત્મક મંતવ્યનો ઉપાડ પણ પ્રથમ તો 'નિર્વિકલ્પો ...' કરીને 'નેતિ'થી જ આદર્યો છે : આમ આરંભની નકારલીલાનો જબ્બર રેલો છેક છેલ્લા શ્લોકમાં પણ કેટલોક ઊતર્યો છે. અને પછીના નિરૂપણમાં એક અને અનન્ય ચિદાનંદ સ્વરૂપનો ચિદ્ઘોષ ભાવક સાંભળી રહે છે.

આપણા ઉપર્યુક્ત શ્લોકના સ્તોત્રમાં નિરૂપિત નિષેધલીલાનો ભાવ સંક્ષેપમાં નીચે મુજબ છે; જે શ્લોકની સમજ માટે જાણવો જરૂરી છે :

પ્રથમ બે શ્લોકોમાં રચયિતા સાંખ્યકથિત પ્રકૃતિનાં ચોવીસ

તત્ત્વોનો ઉલ્લેખ કરે છે; તેનાથી ઘડાયેલા આ ઘટનો — દેહનો નિષેધ નિરૂપે છે. તેમ કરવામાં સાંખ્ય વિશેની માન્યતા કરતાં તેની પ્રચલિત રૂઢતાનો ખપ પૂરતો વિનિયોગ છે. એ નિષેધ પહેલા પુરુષ એકવચનની શૈલીએ રજૂ કર્યો છે. આમ કહીને તેની રજૂઆત છે: જે જીવરૂપે — દેહરૂપે હું છું, તે ખરેખર હું નથી; હું છું શુદ્ધબુદ્ધ આત્મસ્વરૂપે શિવ એટલે કે પરમાત્મા. આ દેહ, તે મનબુદ્ધિ અહંકાર ચિત્ત ચારે તત્ત્વો નથી; તેમ તે નથી, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પંચમહાભૂત અને તેનાં રસ, રૂપ વગેરે સૂક્ષ્મ પંચ સ્વરૂપો, જે મળીને તે કુલ ચોવીસ તત્ત્વોનો બનેલો છે: તે દેહ, મારું સાચું સ્વરૂપ નથી.

હું છું નિર્મળ, નિરાકાર એવું ચિત્ત એટલે કે ચૈતન્ય સ્વરૂપ; માટે જ આનંદરૂપ હું શિવસ્વરૂપ છું, શિવસ્વરૂપ છું. શિવસ્વરૂપની આ રટણા, એ શંકરાચાર્યે દરેક શ્લોક અંતે દોહરાવી તેને સંગીતાત્મક ધ્રુવચરણ બનાવેલ છે. તેમ કરીને બ્રહ્મભાવને દૃઢાવ્યો છે.

હવે જો દેહનો નિષેધ, તો દેહનાં વિવિધ સંસ્કારો-વળગણોનો અર્થાત્ અધ્યાસોનો નિષેધ હોવાનો જ. એ રૂએ, આગળ: હું રાગદ્વેષ ઇત્યાદિ આત્માનાં બાર તત્ત્વો નથી. નથી ધર્મ, અર્થ ઇત્યાદિ દેહધારીના પુરુષાર્થો પણ. વળી હું નથી આ જગતના વ્યવહારમાં પ્રવૃત્ત અને પરિણત પુણ્યપાપ, સુખદુઃખ ઇત્યાદિ દ્વન્દ્વો અને સાધનો પણ; તેમ નથી હું ભૌતિક જીવનનો કર્તા, ભોક્તા કે સાધનસામગ્રી પણ. હું છું કેવળ ચિદાનંદ શિવસ્વરૂપ.

આ પ્રમાણે ત્રીજા-ચોથા શ્લોકમાં દેહનો નકાર નિરૂપિત હોવાને કારણે ભાવકના મનમાં પ્રશ્ન ઉદ્ભવે ખરો! કે તો પછી તે મર્ત્ય માનવી ખરો? તેથી પાંચમા શ્લોકમાં સ્પષ્ટતા કે હું મૃત્યુ નથી, મૃત્યુની સહેજ અમથી છાયારૂપ શંકાયે નથી. વળી જો મર્ત્ય નથી, તો મર્ત્ય માનવીના જન્મપ્રાપ્ત સ્ત્રીપુરુષભેદ કે વર્ણભેદ પણ મને ક્યાં લાગેલા છે? કવિ એમ કહીને વળી ભાવને ઓર ઘૂંટે છે. મૃત્યુની શી

વાત? મારે જન્મ જ નથી પછી! આમ દેહના મૂળનો જ છેદ તે ઉડાડી દે છે. એના સમર્થનમાં આગળ ચાલે છે. કહે છે: મારે જન્મદાતા—પિતામાતા નથી, અને વળી દેહધારીના સગપણસંબંધો પણ નથી. હું છુ કેવળ ચિદાનંદ શિવસ્વરૂપ, શિવસ્વરૂપ.

આ પ્રમાણે કવિ પાંચ શ્લોકમાં શૂન્યસ્વરૂપ મુક્તાત્મા અંગેની ભૂમિકા રચે છે. હવે છઠ્ઠા શ્લોકમાં તેનું બ્રહ્મસ્વરૂપ -- ચિત્ર ધરે છે. નેતિથી સહેજ આરંભીને પછી નિશ્ચિત બ્રહ્મરટણાથી સમાપન કરે છે. વિકારી--અનિત્ય-- નશ્વર એવા આ દેહની ઉપાધિને દૂર કરીને--છાંડીને, અંતે આત્મતત્ત્વના નિત્યપણાનો પુરસ્કાર 'શિવોઽહ' 'શિવોઽહ' કહીને સ્થાપે છે. આમ નિષેધલીલા દ્વારા ભાવાત્મક બ્રહ્મલીલાનું ગાન કરે છે.

શ્લોકમાં આ આત્માના સ્વરૂપની મુક્તતા કઈ રીતે વર્ણવી છે? મુક્તાત્માનું આ શિવસાયુજ્ય પણ આગળની જેમ પહેલા પુરુષના ઉદ્દ્ગારવચન તરીકે જ છે. હું છું વિકલ્પરહિત કહેતાં એક અને અનન્ય; ભૌતિક જગતના રૂપ -- આકારથી રહિત : અહીં નિરાકારપણું એ જ એનો આકાર -- રૂપ, એવું કહેવામાં રહેલો વિરોધાભાસ, બ્રહ્મની અલૌકિક ચમત્કૃતિનો વાચક બની રહે છે.

એ મુક્તાત્મા ક્રમશઃ પોતાની અલૌકિકતાને બઢાવે છે: હું સર્વશ્રેષ્ઠ, સર્વવ્યાપી અને સર્વે ઇન્દ્રિયોમાં સર્વત્ર રહેલો છું. હું સમ — એકસરખું — નિર્વિકાર નિત્ય તત્ત્વ છું. મારે નથી મુક્તિ નથી બંધન : એવો હું ચિદાનંદસ્વરૂપ શિવ છું, શિવ છું.

એવી છે આ શ્લોકમાં, શિવસ્વરૂપે આત્મતત્ત્વની ઘોષણા. આ સ્તોત્ર ને શ્લોક ભુજંગી છંદમાં છે, તે ખાસ ધ્યાનપાત્ર છે. ભુજંગી જેવા ત્વરિતલલિત છંદમાં આવો ગહન ભાવવિચાર આટલી આસાનીથી અને લયહિલ્લોળથી, શંકરાચાર્ય જેવા પ્રખર દાર્શનિક જ રજૂ કરી શકે! માત્ર ૭ જ શ્લોકોમાં એ દ્રષ્ટાએ પોતાના દર્શનની

એક ઇમારત ઊભી કરી છે! કેવી ઇમારત? પ્રમાણુમાં વિસ્તૃત વડી તેની માંડણી, અને તેના પર બ્રહ્મની સૂક્ષ્મ સ્વરૂપાકૃતિ! એવી સૂક્ષ્મ રીતે અને અવળી ગતિએ ભાવસ્વરૂપ વિકસતું જાય છે. તેનો વિષય આ પ્રમાણે છે: પુષ્ટ દેહના બાહ્ય ધર્મોના નકારથી આરંભીને પછી ઊલટી ગતિએ ચાલીને છેક જન્મ અંગેના નકારના મૂળ લગી જાય છે; જન્મનો નકાર ભણીને — શૂન્યની ભૂમિકા રચીને, બ્રહ્મ-સ્વરૂપ આત્માપ્રતિ ગતિ, એવું વિષયભાવનું નિરૂપણ કરે છે.

તેવા ભાવનિરૂપણને પોષક આ સમગ્ર સ્તોત્રનું પદસામર્થ્ય નોંધવા જેવું છે. સ્તોત્રમાં આવતાં દ્વન્દ્વરૂપ પદો અને તમામ પદાવલિની પરંપરા, ભાવગતિને ધકેલતી ધસમસતી આગળ આગળ વહી જાય છે. ત્યાં ક્યાંયે ભુજંગી છંદની બાધા નડતી નથી. ઊલટાનો, એ પદ્ય-રચનાના અંતર્ગત તરલત્વનો, ભાવછટા અને ગતિ અર્થે કવિએ પૂરો લાભ ઉઠાવ્યો છે! પદાવલિ એ છંદમાં વહીને નકારની છટામાં રહેલી એક પ્રકારની લહેકની લહે લગાડે છે! વળી સમગ્ર સ્તોત્રમાં યોજાતો કેટલાંક પદોનો રચનાક્રમ, નકારલીલાને પોષક નીવડે છે. શ્લોકના સ્તોત્રમાં આવતાં દ્વન્દ્વ પદોનો રૂઢ ક્રમ પણ ઉથલાવાયો— ઉલટાવાયો છે. દાખલા તરીકે 'રાગદ્વેષ'ને બદલે દ્વેષરાગ, જન્મમૃત્યુને બદલે મૃત્યુજન્મ વગેરેને ધરી શકાય; તે પણ આ નકારલીલાનો જ એક ઠમકો છે! જે ભાવને બલવત્તર કરે છે, કારણ છંદાનુસારી છે. નકારલીલાનું આવું રુચિર ભાવાત્મક સામર્થ્ય ભાગ્યે જ બીજે સંભવે.

આ શ્લોકની સ્તોત્રરચના એટલે શંકરાચાર્ય સમા મહાપ્રાજ્ઞ-(Master-mind)નો પરમતત્ત્વ — શિવ વિશેનો ઘેરો સંગીતાત્મક ચિદ્‌ઘોષ.

૩–૭–'૭૮

# પરમ ધામ

ન તદ્ ભાસયતે સૂર્યો ન શશાંકો ન પાવકઃ ।
યદ્ ગત્વા ન નિવર્તન્તે તદ્ ધામ પરમં મમ ॥

શ્રીમદ્ ભગવદ્ગીતા, અ' ૧૫, શ્લો. ૬

અર્થ :

તે ધામને સૂર્ય, ચન્દ્ર કે અગ્નિ પ્રકાશિત કરતા નથી. ત્યાં (તે ધામમાં) પહોંચ્યા પછી, ફરી આવવાનું રહેતું નથી, (એવું) તે મારું પરમ ધામ છે.

*

ન તત્ર સૂર્યો ભાતિ ન ચન્દ્રતારકમ્
નેમા વિદ્યુતો ભાન્તિ કુતોઽયમગ્નિઃ ।
તમેવ ભાન્તમનુભાતિ સર્વં
તસ્ય ભાસા સર્વમિદં વિભાતિ ॥

મુણ્ડકોપનિષદ, પ્રથમ મુણ્ડક, શ્લો. ૧૦

અર્થ :

નથી ત્યાં (તે ધામમાં) સૂર્ય પ્રકાશતો કે નથી ચન્દ્ર ને તારક. નથી એમાં વિદ્યુત પ્રકાશતી, તો પછી અગ્નિ તો ક્યાંથી જ! તેનાથી (બ્રહ્મથી) પ્રકાશિત થયેલાં, આ બધાં પ્રકાશે છે. તેના પ્રકાશથી જ સર્વ જગત પ્રકાશે (દૃશ્યમાન) છે.

કોઈ પણ દોહનમાં મૂળનો સારાંશ હોઈ, તેના સત્ત્વની સંક્ષેપ સ્વરૂપમાં સમાનતા હોઈ શકે. ભગવદ્‌ગીતાને સર્વ ઉપનિષદોનું દોહન ગણી છે. તેનું એક નાનું શું ઉદાહરણ તે પાસે પાસે મૂકેલા આ બન્ને શ્લોકો છે. એક ગીતાનો ને બીજો મુણ્ડકોપનિષદનો. બન્નેમાં બ્રહ્મપદ એટલે કે પરમપદના પરિચય રૂપે વર્ણનનિરૂપણ છે. બન્નેમાં સૂર્ય, ચન્દ્ર વગેરે જે આ લોક અંગેનાં વિવિધ તેજરૂપો છે, તેનો ઉલ્લેખ છે; તે વિવિધ તેજરૂપોની સામગ્રીના ધર્મોની ભૌતિક મર્યાદા પણ સમાન છે, એમ કહો, કે બન્નેમાં તે તેજરૂપોની વાતથી જ પેલા પરમ ધામનું અતીતપણું — લોકોત્તરપણું સૂચિત છે.

પણ એ અતીતપણું બન્નેમાં વ્યંજિત છે, જૂજવે રૂપે; એટલે કે નિરાળી રજૂઆતરીતિ વડે. ગીતાના શ્લોકમાં પરમ પદની જે ઓળખ છે, તે સાવ સાદીસીધી છે : હકીકત નિર્ભર વર્ણન તરીકે છે. એથી સંક્ષેપે — દોહનરૂપે હોઈ, સાગ્ર (pointed) છે; ગીતા જેવા ગ્રંથમાં કેટલેક સ્થાને જણાતી કાવ્યસુષમા ઉચ્ચ પ્રકારની છે; પણ અહીં આ શ્લોકના નિરૂપણમાં કર્તાને તે પ્રસ્તુત જણાઈ નથી. અહીં તો વિષયની સ્વકીય ગરિમા જ ભાવની ભવ્યતા છે, ને તે સીધા કથનથી વ્યક્ત છે.

જ્યારે મુણ્ડક૦ના શ્લોકમાં ? તે કાવ્યચમત્કૃતિસભર છે. કારણ તેમાં કલ્પના અને તેને રજૂ કરવાની છટાનો આશ્રય લીધો છે. તેમાં ઉપર્યુક્ત જ્યોતિરૂપોની ઊલટા ક્રમની યાદી આપી છે; અર્થાત્ સૂર્ય વગેરે જેવા સર્વોચ્ચ દેદીપ્યમાન ભૌતિક જગતનાં રૂપોથી શરૂ કરીને સર્વ-સામાન્ય અગ્નિનો ઉલ્લેખ છે. એ પ્રકારની એક કોટિ — પરાકાષ્ઠા રચેલી છે. એટલે કે તે વિવિધ તેજરૂપોનો પાછે પગે ચાલીને ક્રમ મૂકતાં જઈ, તેના સંદર્ભમાં સર્વ ઉત્કૃષ્ટ બિંદુ તરીકે બ્રહ્મધામનો — દ્યુલોકનો મહિમા કરેલો છે; એ ઉલ્લેખ છે, જ્યોતિષામ્ જ્યોતિરેકમ્ તરીકેનો, જેનું 'વિરજ', 'નિષ્કલંક', 'હિરણ્યમય', 'શુભ' એવા બ્રહ્મના પ્રકાશરૂપે ગૌરવ કર્યું છે.

જ્યારે ગીતામાં સ્વયં ભગવાન કૃષ્ણ પોતે સગુણ સ્વરૂપે, અર્જુનને પોતાના નિર્ગુણ બ્રહ્મસ્વરૂપની ઓળખ આપે છે. કથન દ્વારા એ અલૌકિક સ્વરૂપની રજૂઆતને કારણે શ્લોકમાં અદ્ભુતના ભાવની લહેર લહેરાવી છે. પુરુષોત્તમ યોગ નામના એ અધ્યાયમાં સાધકે જે અવ્યય પદે—પરમ પદે પહોંચવાનું છે તેની ભગવાન બાતમી આપે છે તેમાં આ શ્લોકનો સમાવેશ છે. આ શ્લોક અનુષ્ટુપની યુગલ-પંક્તિમાં છે.

જ્યારે મુણ્ડકમાં તે પરમ પદનો જ્યોતિર્મય પ્રસાદ — કહો કે વૈભવ અનુભવાય, તે પ્રકારે નિરૂપણ છે. કેવી રીતે તે આગળ ભાવાર્થની ચર્ચા કરતાં જોઈશું, મુણ્ડકની શ્લોકરચના વિચારતાં એમ કહી શકાય કે આમ પઠન કરતાં અનુષ્ટુપની છટા જણાવતો છતો તે અનુષ્ટુપ નથી — આર્ષ પ્રયોગ છે, એટલે કે છંદની અનિયમિતતા છે: છૂટક પંક્તિઓમાં અને અનિયમિત માપનમાં, બ્રહ્મનો તેજોજ્જ્વલ બહાર બતાવાયો છે.

ગીતાના શ્લોકની અર્થસામગ્રી જોઈએ : આ પરમ ધામ — દ્યુલોક કેવોક છે ? તે વિશે પહેલી હકીકતનું નિવેદન આ મુજબ : ભૌતિક જગતમાં પ્રકાશનારાં ચક્ષુગમ્ય તેજરૂપો જેવાં કે સૂર્ય, ચન્દ્ર કે અગ્નિના પ્રકાશે તે પ્રકાશિત નથી -- અર્થાત્ તે રૂપો ત્યાં પ્રકાશી શકતાં નથી કારણ ઝાંખાં — ઊણાં પડે છે. પણ, તે ધામનું સ્વકીય કોઈ લોકોત્તર દ્યુ કહેતાં તેજ છે. અર્થાત્ દિવ્ય પ્રકાશનું એ ધામ છે.

તે પછી તેને વિશે એક બીજી હકીકત નિવેદિત કરી : એ ધામને એટલે કે બ્રહ્મદશાને પામ્યા પછી આ ભૌતિક જગતના આવાગમનના ફેરા ટળી જાય છે; જન્મમરણના વારામાંથી જીવ છૂટી જાય છે. તે જ તેની અંતિમ સ્થિતિગતિ છે. કૃષ્ણ આ બન્ને હકીકતો દ્વારા પોતાના પરમ ધામનો પરિચય આપે છે.

મુણ્ડકમાં નિષ્કલ બ્રહ્મની કલા કાવ્યકલા દ્વારા તે ઉપનિષદે પ્રકાશિત કરી છે. શ્લોકનો ભાવાર્થ જોઈએ : આ પરમ તત્ત્વ કેવું

છે? ભૌતિક જગતનાં તેજરૂપો આ ધામમાં પ્રકાશતાં નથી : અર્થાત્ સૂર્ય, ચન્દ્ર, તારક, અરે! ક્ષણમાં ઝબૂકીને ઝરી જતી વિદ્યુતનો પ્રકાશ ત્યાં પડી શકતો નથી — પહોંચી શકતો નથી; તો પછી અગ્નિના પ્રકાશની તો વાત જ શી? ત્યારે, ત્યાં શું છે? ઊલટું, તે તમામ તેજરૂપો બ્રહ્મથી પ્રકાશ પામેલા તેના માત્ર અંશરૂપે હોઈ, તેના — પરમ જ્યોતિના પ્રકાશ વડે પ્રકાશમાન છે; એટલે કે જીવિત છે. એટલું જ નહિ, તે તમામ બ્રહ્મનું તેજ પામીને આ લોકને પ્રકાશમાન બનાવે છે. ટૂંકમાં મંતવ્ય એ છે કે તેજરૂપો બ્રહ્મથી પ્રકાશિત હોઈને બ્રહ્માંડને પ્રકાશિત કરે છે: આમ પ્રકાશના બન્ને અર્થો અહીં અભિપ્રેત છે. એ દૃષ્ટિએ, સર્વ બ્રહ્માંડ બ્રહ્મ વડે જ પ્રકાશમાન છે. આમ બ્રહ્મના પ્રકાશનું સર્વોપરીપણું અહીં પ્રસ્થાપિત છે. એવા સર્વસામાન્ય કથન વડે સચોટ સમાપન છે.

આમ ગીતાના શ્લોકનું અર્થગાંભીર્ય અને મુણ્ડકના શ્લોકમાં કાવ્યદ્યુતિનો પલકારો વરતાશે; બન્નેની નેમ એક જ છે: બ્રાહ્મી દશાના પ્રકાશદર્શનની.

૧–૭–’૭૮

# ઊર્જિત

અગ્નિર્મૂર્ધા ચક્ષુષી ચન્દ્રસૂર્યૌ
દિશઃ શ્રોત્રે વાગ્વિવૃતાશ્ચ વેદાઃ ।
વાયુ પ્રાણો હૃદયં વિશ્વમસ્ય
પદ્ભ્યાં પૃથ્વી હ્યેષ સર્વભૂતાન્તરાત્મા ॥

મુંડકોપનિષદ, ૨. ૧. ૪.

**અર્થ :**

દ્યુલોક જેનું મસ્તક છે, ચન્દ્રસૂર્ય જેની આંખો છે, દિશાઓ કાન છે, પ્રસિદ્ધ વેદ જેની વાણી છે, વાયુ પ્રાણ છે, વિશ્વ જેનું હૃદય છે, પૃથ્વી જેના પાય છે, તે (દેવ) સર્વ ભૂતોના અંતરાત્મા છે.

સચરાચર સૃષ્ટિનાં આધારભૂત તત્ત્વોમાં, બ્રહ્મને — પરમ પુરુષને એટલે કે પરમાત્માને પામવાનો — તેના દર્શનનો પુરુષાર્થ ઉપનિષદના આ શ્લોકમાં વરતાય છે. એ તત્ત્વો ક્યાં ક્યાં? આકાશ, ચન્દ્ર, સૂર્ય વગેરે વગેરે. રચનાર હિંદુધર્મી હોઈ, વેદને પણ એવા જ માર્મિક આધારરૂપ લેખે છે. અહીં સમગ્ર સૃષ્ટિના સંદર્ભ દ્વારા સ્રષ્ટાનુ સાક્ષાત્કરણ છે.

આ આવડા અમથા એક જ શ્લોકમાં, જોવા જાઓ તો 'પુરુષ-સૂક્ત'ના અમુક શ્લોકોનો ભાવ સમાયેલો જણાશે. 'પુરુષસૂક્ત' એ કેટલાક વેદોનો અંગભૂત ભાગ છે — ને પરમાત્માનું પરમ પુરુષરૂપે સ્તોત્ર છે. જેમાં બ્રહ્મ એટલે કે ચૈતન્યસ્વામી પરમાત્માનું અલૌકિક સ્વરૂપ નિરૂપિત છે. તેવું ભવ્યાતિભવ્ય રૂપ આ શ્લોકમાંયે સૂચવાયું છે. અહીં એ ભવ્યતા, વિશ્વના વિરાટ અને સૂક્ષ્માતિસૂક્ષ્મ ઉભય રૂપને સાથેલાગું નિરૂપીને સાધેલી છે. ઉપનિષદોના તાત્ત્વિક ચિંતનનો નિરૂપણામાં સ્થાને સ્થાને આવી ભાવોદાત્ત કાવ્યકલ્પના ઝબૂકી જાય છે. તેવી રસાત્મકતા સિદ્ધ કરેલી છે. આ નિરૂપણ ભાવકની ચેતનાના વ્યાપને પ્રેરે તેવું ઉદાત્ત છે. એનું કવિત્વ ભવ્ય કલ્પના અને આર્ષ રજૂઆતથી પ્રભાવક છે.

આ શ્લોકમાં બ્રહ્મ એટલે કે પરમાત્મા વિશેના ભાવનું એક સુ-બદ્ધ ઘટક આકારિત છે. પરમાત્માની અહીં એક મનુષ્ય — વિરાટ પુરુષ તરીકેની કલ્પના છે; અને આ વિશ્વનાં પંચમહાભૂત ઘટકો-માં તેનાં અંગોપાંગો લહવાનો ઉપક્રમ છે. એક બાજુ, આ બાહ્ય ચક્ષુગમ્ય વિરાટ વિશ્વ એ વિભુતત્ત્વનું એટલે કે, બ્રહ્મનું બ્રહ્માંડવ્યાપ્ત સ્વરૂપ છે; તેમાં એ મહા પુરુષનાં વિવિધ અંગો સૂચવાય છે; તો બીજી બાજુ તેનું એક સૂક્ષ્મ ઘટકાંગ છે, જે ચેતનાનું સર્વોત્કૃષ્ટ બિંદુ છે: તે છે અંતઃકરણ; જે એક અદના જીવમાત્રની અંદર તેના અંતરાત્મારૂપે બિરાજે છે. તે જ અને તેટલા માટે જ તે અંતર્યામી છે.

આ શ્લોકમાં તે વિભુના ચક્ષુગમ્ય વિરાટ રૂપનું ધ્યાન છે; છેક ચોથી પંક્તિ લગી તે વિસ્તરેલું છે. ચોથી પંક્તિના અંતભાગમાં—ઉત્તરાર્ધમાં, તેનું જીવના અંતરાત્મા તરીકેનું સૂક્ષ્મ સ્વરૂપ કથિત છે. આમ, કવિ એ વિરાટ વ્યાપકના વર્ણનમાં વિસ્તરીને, અંતે આંતરિક તત્ત્વના સૂક્ષ્મ રૂપનો આ શ્લોકમાં વિરામ યોજી આપે છે. જેમ મૂર્તિ ઘડી લીધા પછી પ્રાણ પૂરી આપે તેમ. એથી એક પૂર્ણ પુરુષની આકૃતિના ભાવઘટકની સુગ્રઢતા પ્રતીત થાય છે. એથી એ પરમ પુરુષનું બાહ્યાંતર તેમ જ 'મહતો મહીયાન્' અને 'અણોરણીયાન્' એવું પૂર્ણ, અખંડ વિભૂતિદર્શન સંભવે છે.

આ શ્લોકની ભાવઘટના 'પુરુષસૂક્ત'ના શ્લોકની ભાવસૃષ્ટિને મળતી આવે છે. એ પ્રસિદ્ધ સ્તોત્રના પ્રથમ કાંડના ૧૪–૧૫મા શ્લોકની ભાવવિગતો પર નજર નાખતાં તેનો ખ્યાલ આવશે. પરમાત્માના સ્વરૂપનો મહિમા કહેતાં, તેમાં એવો ઉલ્લેખ છે કે તેનામાંથી અનેક તેજરૂપો અને તત્ત્વોપદાર્થો પ્રભવ્યાં. તેના મનમાંથી ચન્દ્ર ઉદ્ભવ્યો; મુખમાંથી અગ્નિ અને ઇન્દ્ર તથા તેના શ્વાસમાંથી વાયુ ઉદ્ભવ્યો. એ પુરુષની નાભિમાંથી અંતરિક્ષ, શીર્ષમાંથી પ્રકાશલોક, પાયમાંથી પૃથ્વી અને શ્રોત્રમાંથી વિવિધ દિશાઓ ઉદ્ભવ્યાં. એ પ્રમાણે આ લોક સર્જાયું.* બ્રહ્માંડનાં વિવિધ ઘટકો પરમ પુરુષનાં અંગોમાંથી નીપજ્યાં. અર્થાત્ બ્રહ્મનું અંડ — સર્જન તે જ બ્રહ્માંડ જે પણ અંતે તો બ્રહ્મને

* જુઓ 'પુરુષસૂક્તમ્' ૧૪, ૧૫ શ્લોકો—

ચન્દ્રમા મનસો જાતઃ ચક્ષોઃ સૂર્યો અજાયત ।
મુખાદિન્દ્રશ્ચાગ્નિશ્ચ પ્રાણાદ્વાયુરજાયત ॥ ૧૪ ॥

નાભ્યા આસીદન્તરિક્ષમ્ શીર્ષ્ણો દ્યૌઃ સમવર્તત ।
પદ્ભ્યાં ભૂમિર્દિશઃ શ્રોતાત્ તથા લોકાઃ અકલ્પયન્ ॥ ૧૫ ॥

તૈત્તિરીય આરણ્યક, ૩–૧૨, ૧૩માંથી

જ કથે છે. પોતાનામાંથી જ પોતીકી સૃષ્ટિ ઉદ્‌ભવી છે. ચન્દ્ર, સૂર્ય, દિશા વગેરે પરમમાંથી પરમને વ્યક્ત કરે છે.

'પુરુષસૂક્ત'નું નિરૂપણફલક કંઈક મોટું હોઈને તેમાં સર્જક-સર્જનના સંબંધ વડે, તે પરમનું પ્રતિષ્ઠાપન કરેલું છે. એ રેખાંકન-થી પુરુષનું ચિત્ર મૂર્ત થાય છે. જ્યારે આ નાનકડા શ્લોકમાં? ચન્દ્ર, સૂર્ય વગેરે સામગ્રી ઘણે અંશે સમાન છે; વળી બન્ને ઉદાહરણોમાં તેનું અધિદૈવત્વેય સુનિશ્ચિત છે. છતાં તેમાં ફેર છે; અને તે રજૂ-આતરીતિનો.

આ શ્લોકમાં, બ્રહ્માંડનું ચન્દ્ર વગેરે ઘટક તે સ્વયં પરમપુરુષનું જ તે તે અંગ છે; કહો કે તે રૂપે સાક્ષાત્ તે જ છે. એ પ્રકારની ભાવરચના છે. કાવ્યશાસ્ત્રની પરિભાષામાં, બંને રૂપક સંબંધે સંયોજિત છે, એક જ શ્લોકની રચનામાં એ રૂપકરીતિ સવિશેષ કવિત્વની ચમત્-કૃતિ નિપજાવે છે. ઉપમાન-ઉપમેયના આ એકત્વ દ્વારા, બ્રહ્માંડ-બ્રહ્મનું સારૂપ્ય — અભેદ — અદ્વૈત સૂચવાય છે.

- હવે એ પુરુષનું વિભૂતિદર્શન આપણે સાક્ષાત્ કરીએ. મસ્તકથી તે પાદ લગીનું છે અને અંતઃકરણ લગી એ પહોંચે છે. એ ભવ્ય ચિત્રની પ્રથમ રેખા છે મસ્તકભાગની. ઇષ્ટદર્શનવિધિની એ આપણી માન્ય પ્રણાલી છે. મનુષ્યદેહનું ઉત્તમાંગ તે મસ્તક. સર્વ અર્થમાં તે ઊંચું અંગ છે. સમગ્ર ચેતનાનું — બુદ્ધિ, હૃદય વગેરેનું તે કેન્દ્ર છે. તેમાં રહીને મનુષ્ય ચેતનાનો જ્યોતિ ઝળકારા મારે છે. દ્યુલોક એટલે કે તેજલોક એટલે કે આકાશ અને સ્વર્ગ બન્ને. આકાશ કહેતાં, તે ઊંચે, ઉપર છે. નક્ષત્રો વગેરે તેજપુંજનું તે આધાન — ધારણ કરનાર અને આધેય —આધાર યોગ્ય સ્થાન છે. સ્વર્ગ કહેતાં, પરમોચ્ચ દિવ્યલોક છે, જે નિત્યપ્રકાશનો લોક છે. જેમ. મસ્તક તે જ્ઞાન, સંવેદન વગેરે ઉચ્ચોચ્ચ ચેતનાનું કેન્દ્ર છે, તેમ. એવો પ્રકાશલોક જ પરમ પુરુષના મસ્તકની સંજ્ઞા ધરાવી શકે.

આપણાં ઉપનિષદો વગેરે સૂર્ય અને ચન્દ્રને પરમાત્માનાં પ્રકાશ-વંત લોચનો લેખે છે. તેનું અલૌકિક અજરામર તેજ દિવ્યલોકનો સંકેત કરે છે. પૃથ્વી ઉપરનો એ અપાર્થિવ પ્રકાશ ચમત્કારક છે.

તો દિશાઓને તેનાં શ્રોત્ર —કાનની જ્ઞાનેન્દ્રિય ગણવામાં સ્વારસ્ય છે. દિશાઓમાં વ્યાપેલાં હવાનાં આંદોલનો, નાદ તત્ત્વને કર્ણસ્થ કરે છે. અહીં બન્નેનું સાહચર્યભાવે સારૂપ્ય છે.

વેદને અત્રે પરમાત્માની વાણી કેમ ગણી? તેની પાછળ રૂઢ હિંદુ માન્યતા કે વેદો ઈશ્વરપ્રણીત છે, તે ભાવના છે. વેદોની પરમ આધ્યાત્મિકતાના અનુલક્ષમાં તે પરમાત્માની દિવ્યતાનો અંશ હોઈ શકે, તેની વિવક્ષા છે.

વાયુ એક પંચમહાભૂત તત્ત્વ છે, સંચારમય તત્ત્વ છે. તેથી તે પરમાત્માના પ્રાણનું પ્રતીક છે. ઉપનિષદોમાં અનેક સ્થાને માનવ-પ્રાણનું -- જીવનું -- જીવનશક્તિનું પ્રતીક બનીને તે આવે છે. અહીં તે વિરાટ તત્ત્વનું શ્વસિત એટલે જ સંચારિત અંગ છે.

પારાવાર પ્રાણબળથી ધમધમતું આ વિશ્વ તેને પરમનું હૃદય લેખવામાં કેટલું બધું કવિત્વ છે! વિશ્વ અહોરાત્ર અગણ્ય વ્યાપારોથી ધબકતું -- જીવંત છે; તેથી તેને હૃદયનું રૂપક આપ્યું.

તો આ પાદદલિત પૃથ્વી તે પરમાત્માના પાય — ચરણ છે. એ અર્થમાં કે ચરણ સહુથી નીચેનું અંગ છે, અને પૃથ્વી છે વાસ્તવિક વ્યવહારનું સ્થૂલ ક્ષેત્ર. પગ જેમ પ્રવૃત્તિનું તેમ પૃથ્વી નિરંતર તમામ વ્યવહારનું સાધન છે.

આમ જોડકાં જોડકાં પદો દ્વારા ક્રમે ક્રમે તે 'પરમ'ની વિરાટ-- બ્રહ્માંડવ્યાપ્ત મૂર્તિનું રેખાંકન કરી આ શ્લોક દ્વારા ભવ્ય શિલ્પ ધર્યું છે. છેવટે અંતનાં પદોના સમાસમાં બ્રહ્મના સૂક્ષ્મ રૂપનો જીવમાત્રના અંતરાત્મા તરીકે ઉલ્લેખ છે. અને તે જ છે ભવ્ય શિલ્પમાં પૂરેલો પ્રાણ : તેના થકી તે પુરુષના પૂર્ણ દર્શનને પૂર્ણ કરી આપ્યું.

આ શ્લોકનો વર્ણ્ય વિષય સ્વયં ભવ્ય હોઈ અદ્‌ભુત છે; તે અદ્‌ભુતતા બે રીતે સિદ્ધ થઈ છે: (૧) બ્રહ્મની વિરાટરૂપે મહત્તા. (૨) બ્રહ્મની અણુ — સૂક્ષ્મરૂપે મહત્તા. માટે જ તે છે પરમ પુરુષનું વિભૂતિ-દર્શન.

આ આર્ષ વાણીમાં છતી થતી પરમાત્માની છબી, ઉપજાતિ છંદમાં છટાપૂર્વક છપાઈ છે. એ છંદનું પરંપરા પ્રેરિત ગૌરવ અહીં કેવું તો ઊર્જસ્વી લાગે છે! ચોથી પંક્તિનો છંદોભંગ નોંધ લેવા જેવો છે. ઉત્તરાર્ધનું આદિ દ્વિવર્ણી પદ 'સર્વ' વધારાનું છે. એથી ઉપ-જાતિના ૧૧ વર્ણોમાં એટલે કે અક્ષરોમાં બેનો ઉમેરો થાય છે. અર્થ-દૃષ્ટિએ 'સર્વ' પદનું ઉમેરણ ભાવસૂચક બની રહે છે. બ્રહ્મનું સર્વાતીત-પણું, સર્વાત્મભાવ અને સર્વેસર્વાપણું તેમાંથી કળાય છે. વળી એ અનંત સ્રષ્ટાનું સાડાત્રણ પંક્તિ લગી નિયમિત સરણિએ ચાલ્યું આવતું ધ્યાન, પુરુષરૂપે તેને આકારિત કરે છે ખરું; પણ અંતભાગે જાણે છંદોરચનાની આંકેલી સીમાનું ઉલ્લંઘન 'સર્વ' શબ્દ વડે કરીને પરમનું સર્વત્ર પ્રસારણ કરી દે છે. એ સીમા તૂટતાં અસીમની લોકોત્તરતાનો ઊર્જિત ભાવ આપણા ચિત્તમાં છવાઈ જાય છે.

૬-૫-'૭૮

# પ્રજ્ઞાપારમિતા

॥ ॐ નમો ભગવત્યૈ આર્યપ્રજ્ઞાપારમિતાયૈ ॥

નિર્વિકલ્પે નમસ્તુભ્યં પ્રજ્ઞાપારમિતેઽમિતે ।
યા ત્વં સર્વાનવદ્યાંગિ નિરવદ્યૈર્નિરીક્ષ્યસે ॥ ૧ ॥

આકાશમિવ નિર્લેપાં નિષ્પ્રપંચાં નિરક્ષરામ્ ॥
યસ્ત્વાં પશ્યતિ ભાવેન સ પશ્યતિ તથાગતમ્ ॥ ૨ ॥

પ્રજ્ઞા પારમિતા સ્તુતિ'માંથી, શ્લો. ૧–૨

અનુવાદ :

ॐ નમો ભગવતી આર્યા પ્રજ્ઞાપારમિતાને !

નિર્વિકલ્પા ! નમસ્કાર પ્રજ્ઞાપારમિતામિતા
સૌન્દર્યે અનવદ્યાંગિ નિરવદ્યે નિરીક્ષિતા. ૧

આકાશ સમી નિર્લેપા, નિષ્પ્રપંચા નિરક્ષરા,
તેવીને ભાવથી પેખે, તે જ પેખે તથાગત. ૨

નમસ્કારના વિધિમાંથી સરી રહે છે સ્તવન, સ્તોત્ર, સ્તુતિનો અભિપ્રેતબોધ. દેવી અંગે યોજેલા ગુણવાચક શબ્દોની પરંપરા, તેની પ્રતીતિ કરાવશે. નમસ્કાર શા માટે? કારણ, તે દેવીની ચેતના અમિત — અમાપ છે, એવી એ પારમિતા છે. આ અમિત ચેતના સંભવી ક્યાંથી? તે દેવીની નિર્વિકલ્પા હોવાની શક્તિમાંથી. નિર્વિકલ્પા શક્તિ તે શું? જે જ્ઞાન તર્કવિતર્ક વિનાનું છે, જ્ઞાતાજ્ઞેય વગેરે ઉપાધિથી નિરપેક્ષ છે, એવી નિર્ભ્રાન્ત નિશ્ચયાત્મક સ્થિરપ્રકાશ પ્રજ્ઞાની આ શક્તિ છે. અહીં 'પારમિતા' અને 'અમિતા'નો સજોડ આસને સ્થાપન પામેલો પ્રાસ બન્ને ગુણોના સંયુક્ત સંબંધ જેવો સુંદર ભાસે છે.

પ્રથમ શ્લોકની બીજી પંક્તિમાં કવિ તે સૌન્દર્યવિરલ શક્તિ પ્રત્યે ભાવથી ઊમટે છે. કહે છે, તું સૌન્દર્યમાં અનવદ્યાંગી છે. અવદ્ય એટલે કે દોષ, તે વિનાનાં અંગવાળી છે. અર્થાત્ સૌન્દર્યમાં અદૂષિત — પૂર્ણ છે: કંઈ કહેવાપણું નથી. એ નિર્દોષ સૌન્દર્યનો દ્રષ્ટા કોણ છે? એવા જ નિરવદ્ય કહેતાં દોષમુક્ત — અહીં વિકારમુક્ત એવા જ્ઞાની શુદ્ધાત્માઓથી જ તે કેવળ નિરીક્ષિતા — જોવાયેલી છે, સાક્ષાત્ છે, અન્યને એનું દર્શન લભ્ય નથી. અહીં 'નિરવદ્ય' અને 'અનવદ્ય' શબ્દમાં સમાન શબ્દ 'અવદ્ય' હોવા છતાં જુદા જુદા ભાવ-સંકેતની ખૂબી ધ્યાનપાત્ર છે. દેવીપક્ષે એબ વિનાનું સૌન્દર્ય : ઉપાસકપક્ષે નિઃસ્પૃહતા. પણ બન્નેની સૂક્ષ્મતા તો ખરી જ.

એ અધિકાર શેનો છે? શુદ્ધાત્માઓએ એકધારા સેવેલા જ્ઞાન-યોગનો. જ્ઞાનને આભ્યંતર તપ કહ્યું છે, તેનો એ અધિકાર છે. અહીં નારદના 'ભક્તિસૂત્ર'માં આત્મસાક્ષાત્કારના અધિકારની સમીક્ષા કરેલી છે, તે સંભારવા જેવી છે. તેમાં છેવટે કહે છે, આ આત્મા બલહીનને લભ્ય નથી; જેને તે વરે છે, તેની સમક્ષ જ તે પોતાને સાક્ષાત્ — પ્રત્યક્ષ — પ્રગટ કરે છે. અહીં પણ તેવો અધિકારનો જ ભાવ છે. જે જ્ઞાનીનું સંવિત્ શુદ્ધ છે, તે જ હે દેવી! તું ચૈતન્યસ્વરૂપા પ્રજ્ઞાને પામે છે.

બીજા શ્લોકમાં કવિની કલ્પના હરણફાળ ભરીને એક ભવ્ય મહાભૂત તત્ત્વ જોડે દેવીની લોકોત્તરતાને સરખાવે છે. એ રીતે તેના પ્રભાવની ભવ્યતાને પ્રત્યક્ષ કરે છે. હે દેવી! તારી નિર્લેપતા! આ મહાન આકાશ જેવી છે, જે આકાશ અનેક વાદળોના લીલાંગણ સમુ હોવા છતાં, નિત્યનિર્મળ વિશાલ પટ સમાન છે; બરાબર તું તેના સમી છો: અનેક લિપ્સાઓથી લપટાયેલા આ સંસારમાં તું નિઃસ્પૃહ હોઈ, માયાના કશા લેપન વિનાની છે. માટે જ નિષ્પ્રપંચ તારું સ્વરૂપ છે. એટલે કે માયાના કશા પ્રપંચ અર્થાત્ વિસ્તાર — સંસાર વિનાની હોઈ નિરુપાધિક છે; અને જો એને માયાનું વળગણ નથી, તો પછી — પ્રપંચનો રૂઢાર્થ તે — કૂડ તો ક્યાંથી જ હોય?

અહીં કવિનું પ્રજ્ઞાદર્શન એવું અર્થસંબદ્ધ છે કે એકેકા ગુણ-વાચક શબ્દપ્રયોગમાંથી અન્ય શક્ય બનેલો શબ્દપ્રયોગ આપોઆપ સ્ફુરે છે. એ દૃષ્ટિએ, નિષ્પ્રપંચા હોવાથી આ દેવી નિરક્ષરા છે: વિશેષભાવે અક્ષરા એટલે કે અવિનાશી છે. માયા તત્ત્વથી જે મુક્ત બને છે તે ચૈતન્યરૂપા હોય જ, તેવો ભાવાર્થ છે. જે જ્ઞાની દેવીના આ સ્વરૂપનું દર્શન સાધે છે, તે જ તથાગત બુદ્ધનું દર્શન સાક્ષાત્ કરે છે. આ બીજા શ્લોકની બીજી પંક્તિનો એક બીજો અર્થ પણ કરી શકાય: તથાગતને જેણે સંપૂર્ણપણે જોવા-જાણવા હોય, તેણે હે દેવી! તને આ મુજબ જોવી-જાણવી-ભજવી જોઈએ. સ્તુતિકાર તેનું કારણ પછીના ત્રીજા શ્લોકમાં આપતાં દેવીને સંબોધી કહે છે કે બુદ્ધમાં અને તારામાં સજ્જનો કશો ભેદ જોતા નથી. ઉભયનું સારૂપ્ય શિવ-શક્તિ જેવું, 'ચંદ્ર-ચાંદની' જેવું છે. એકને પ્રાપ્ત કર્યાથી અન્ય સંપ્રાપ્ત છે જ.

આ શ્લોકોના સમગ્ર સ્તવનની એક અનેરી ભાવ-ખૂબી છે, અને તે, તેના નિરૂપણમાં રહેલી બેવડી સૌન્દર્ય-શોભા બની રહે છે. સ્તુતિભાવે આ કૃતિ મુગ્ધ ભક્તિથી સભર છે, કારણ જ્ઞાનની દેવીનું તેમાં સગુણ સ્વરૂપ નિરૂપિત છે; પણ વસ્તુતઃ કૃતિનો વિષય

જ્ઞાનની દેવીને લગતો હોઈ, તેનું આંતરસ્વરૂપ ચિંતનનું છે. ચિંતનની દૃષ્ટિએ જોતાં, બુદ્ધના — મનુષ્યમાત્રના વ્યક્તિત્વમાં વાસ કરતી પ્રજ્ઞાશક્તિની સ્વચ્છ એવી વ્યાપકવેધકતાની સમજ આ સ્તવનમાં રહેલી છે. એ મુજબની બેવડી ભાવછાયા છે. એથી આ સ્તોત્રનો ભાવ ઘેરો બને છે.

ભગવાન બુદ્ધની પ્રજ્ઞાપારમિતાના ભાવવાળી મુદ્રા ધારણ કરતી મૂર્તિ જોઈ છે? એ મૂર્તિવિધાનમાં અંકિત પ્રસન્નગંભીરતા તથા સમતાના ભાવોમાંથી જન્મતી એક અલૌકિક શાંતતા (serenity) વરતાતી હોય છે. આ શ્લોકોવાળા સમગ્ર સ્તવનમાં તેવી જ ઘેરી શાંતતા સંભવિત બની છે: તેનું કારણ છે, તેમાં રહેલા ઉપર્યુક્ત એવડા ભાવની સૌંદર્ય શોભા.

૧૪-૬-'૭૯

# શક્તિ મહિમા

યાં શ્રીઃ સ્વયં સુકૃતિનાં ભવનેષ્વલક્ષ્મીઃ
પાપાત્મનાં કૃતધિયાં હૃદયેષુ બુદ્ધિઃ ।
શ્રદ્ધા સતાં કુલજનપ્રભવસ્ય લજ્જા
તાં ત્વાં નતાઃ સ્મ પરિપાલય દેવિ વિશ્વમ્ ॥

'ચંડીપાઠ', અ. ૪, શ્લો. ૪

**અનુવાદ :**

પુણ્યાત્મને ગૃહ સ્વયં વસી નિત્ય લક્ષ્મી
પાપાત્મને ગૃહ અલક્ષ્મી, હૃદે સુબુદ્ધિ,
શ્રદ્ધારૂપે સત-જને, કુલીનેય લજ્જા
દેવી ! પ્રણામ કરીએ, જગરક્ષ અંબા !

'દુર્ગાસપ્તશતી'માંથી, અનુ૦ શાંતિશંકર વેણીશંકર મહેતા

**અર્થ :**

હે દેવી ! જે (તમો), પુણ્યશાળીઓના નિવાસમાં સ્વયં શ્રી રૂપે છો (અને) પાપીઓને ત્યાં અલક્ષ્મી રૂપે છો : જે (તમો) સ્થિરમતિઓના હૃદયમાં બુદ્ધિરૂપે, સજ્જનોમાં શ્રદ્ધારૂપે તથા કુલીનોમાં લજ્જારૂપે છો; તે તમોને અમે નમીએ-છીએ : (તમો) વિશ્વનું પરિપાલન કરો.

હિંદુ ધર્મે વિશ્વવ્યાપ્ત ચૈતન્ય તત્ત્વને એટલે કે ઈશ્વરને પરમ 'પુરુષ'સ્વરૂપે જોયેલ છે; તે મુજબ, સમગ્ર જીવસૃષ્ટિની ચેતનાને સ્ત્રી-રૂપે — ઈશ્વરી સ્વરૂપે સ્વીકારેલ છે. આ ચેતના ચિતિશક્તિ અથવા શક્તિરૂપે પૂજાય છે. 'ચંડીપાઠ' અથવા 'દુર્ગાસપ્તશતી'માં એવી શક્તિનું દેવીરૂપે ભાવઊભરાતા હૃદયે મહિમાગાન છે આ સ્તોત્ર દેવીને — નારીવાચક શક્તિને ઉદ્દેશેલું હોવાથી, વસંતતિલકા છંદ સર્વોચિત-પણે પ્રયોજાયેલો હોઈ, તેનો લાલિત્યવૈભવ નમૂનેદાર છે. દેવીના સ્તવન અર્થે તે અસ્ખલિતપણે આ અધ્યાયના અનેક શ્લોકોમાં વહી જઈને, કોઈ અનૂઠી ભાવસુષમા ધારણ કરે છે. એવું આ સ્તોત્રના પઠનગાન વેળા તેનું ભાવસૌન્દર્ય અને શબ્દમાધુર્ય સંયોજિત ઘેરું લયગાન ગુંજરતું અનુભવાય છે; જેથી હૃદય ગળગળું થાય છે. ત્યારે આ ચંડીપાઠનું ધાર્મિક વિધિલેખે પરંપરાથી જે પ્રચલિતપણું છે, તે કળાય છે; તેની ભાવુક હૃદય ઉપરની જબ્બર પકડનો તાળો મળતો લાગે છે.

આ શ્લોકમાં ઈશ્વરી શક્તિનું આરાધન સુપેરે થયું છે. કારણ, અહીં એ ચેતનાનાં ઇષ્ટઅનિષ્ટ ઉભય સ્વરૂપોનો ઉલ્લેખ છે. આપણાં દર્શનશાસ્ત્રોએ, જીવજગતનું જે અનિષ્ટ પાસું છે, તેને માયા — અવિદ્યા એટલે કે પ્રાણનાં અંધ પરિબળોરૂપે જોયેલ છે; અને જે ઇષ્ટ કહેતાં આત્માની દૈવી સંપત્તિરૂપે છે, તેને દૈવી — માતૃસ્વરૂપે પ્રમાણ્યું છે. આ દૃષ્ટિબિંદુથી પ્રસ્તુત શ્લોકમાં એ ઈશ્વરી શક્તિનું જગદ્ધાત્રી-રૂપે સજીવારોપણ શૈલીએ ધ્યાન અને પ્રાર્થના છે.

એ ઈશ્વરી શક્તિના ગુણધર્મોથી શ્લોકનો આરંભ છે; ત્રીજી પંક્તિ લગી તેનું ધ્યાન વિસ્તરે છે. કવિ ચોથી પંક્તિમાં તેને પ્રણામપૂર્વક સાભિલાપ પ્રાર્થે છે. આ ગુણધર્મો કયા કયા છે? આ પ્રમાણે: આ ચેતના, પુણ્યશાળીઓનાં સુકૃત્યો પાછળ રહેલી તેમની પ્રકૃતિની દૈવી સંપદાનું કાર્ય કરે છે. અહીં તે અર્થે યોજેલ 'શ્રી'

શબ્દનો અર્થ, કેવળ લક્ષ્મી કે સૌન્દર્ય એટલો સંકુચિત નથી; તે ઉપરાંત સકલ આત્માનું ઐશ્વર્ય, એવો પણ અભિપ્રેત છે; આ શ્લોકનું સંદર્ભબિંદુ છે દેવીએ મહિષાસુરનું મર્દન કર્યું, તે પ્રસંગનું. મર્દન બાદ ઇન્દ્રાદિ દેવોએ સ્તુતિ કરી તેમાંનો આ શ્લોક છે. એટલે, દૈવી સંપદાથી વિપરીત દુષ્ટ જનનાં કાર્યો પાછળનાં પાશવી બળોને પાપરૂપે આ શ્લોકમાં ઓળખાવ્યાં છે, તેને આ શક્તિનું વિપરીત — વિકૃત રૂપ સમજવાનું છે.

આ શક્તિનો અન્ય ઇષ્ટ ઉન્મેષ તે સ્થિરમતિવાળા મનુષ્યોમ રહેલું જ્ઞાનનું મૂળ જે બુદ્ધિશક્તિ તેનો ઉલ્લેખ છે; તે પ્રમાણે સજ્જનોની ઇષ્ટ, શુભઆશયી વૃત્તિ પાછળ રહેલી તેમની સમગ્ર વિશેની શ્રદ્ધાનું પ્રેરક બળ હોય છે. સૌજન્યનો અન્ય સદ્‌ગુણ તે શ્રદ્ધા છે: અને તે ઈશ્વરી શક્તિની પ્રસાદી છે. એવો એક બીજો સદ્‌ગુણ તે લજ્જાનો છે. જેમ દુર્જનનું નઠોર — નઘરોળપણું એ તેની નાસ્તિકતા છે, તેમ કુલીનનો — અભિજાતનો સંકોચ, નમ્રતા તેને હિંસ્ર થતાં વારે છે.

આત્માના અહીં નિર્દેશેલ ગુણો તે આસ્તિકતા છે, જેમાં સ્રષ્ટાની યોજના અને તેના નીતિનિયમોની માન્યતાનો સ્વીકાર છે; તેથી વિપરીત — જગતના ઇષ્ટ તત્ત્વ સંબંધીનો નિષેધ તે નાસ્તિકતા છે. આસ્તિકતામાં જે દિવ્યતાનો સ્વીકાર તેને લઈને ઈશ્વરી શક્તિ સાથેનું તેનું તાદાત્મ્ય છે. ગીતામાં લજ્જા, નમ્રતા, શ્રદ્ધા વગેરેનો દૈવી સંપત્તિમાં સમાવેશ કરેલો છે, તેનું અહીં સામ્ય જણાશે.

એ ઈશ્વરી શક્તિ જીવમાત્રને અનિષ્ટમાંથી ઉગારે, ઇષ્ટ પ્રતિ દોરે, અને એ રીતે જગદ્ધાત્રી બનીને સૃષ્ટિનું પરિપાલન — પોષણ કરે, તેવી કવિ પ્રાર્થના કરે છે. દેવીએ અસુરનું મર્દન કરીને રોળી નાખ્યો છે તે અવસરે ભક્તની આ જ પ્રાર્થનાવાણી હોઈ શકે. એ પ્રાર્થના પૂર્વે નત મસ્તકે પ્રણામ નિવેદિત થાય છે.

અહીં સજીવારોપણની આયોજના દ્વારા કવિએ ભક્તિને ધબકતી અને શક્તિને સંજીવનવતી કરી છે. આ રમણીય શ્લોકમાં, માનવચેતનાના સંદર્ભમાં ઈશ્વરી સ્વરૂપનું આસ્તિકભાવે દર્શન છે; તેનો મહિમા છે.

૬-૬-'૭૮

# અનેરું મૂર્તીકરણ

પુંજીભૂતં પ્રેમ ગોપાઙ્ગનાનામ્
રાશીભૂતં ભાગધેયં યદૂનામ્ ।
એકીભૂતં ગુપ્તવિત્તં શ્રુતીનામ્
શ્યામીભૂતં બ્રહ્મ મે સન્નિધત્તામ્ ॥

અનુવાદ :

ગાઢો જામ્યો પ્રેમ શું ગોપીઓનો !
જાગ્યું ભેળું ભાગ્ય શું યાદવોનું !
વેદો જાણે એકરૂપે પ્રકાશ્યા;
પામું એવા શ્યામળા બ્રહ્મને હું.

— મકરન્દ દવે

કૃષ્ણભક્તિનો આ ચેતોહર શ્લોક છે. તેમાં ભક્તિભાવપૂર્વકનું કૃષ્ણનું સ્વરૂપ પ્રત્યક્ષ છે. તેમાં રહેલો વિસ્મયપૂર્વકનો આનંદનો ભાવ, વાંચતાંવેંત અનુભવાય છે. આ ભક્તિસાર પ્રેમપૂર્વકના સ્તવનના ભાવ દ્વારા નિષ્પન્ન છે. શ્લોકનું માધુર્ય સઘન ભક્તિભાવનું છે. કવિ અગ્રાહ્ય, અમૂર્ત એવા નિર્ગુણ બ્રહ્મને ઉદ્દેશે છે; તેને કવિતાનું મંત્રજલ છાંટીને, સગુણ અને સ્પૃહણીય એવા શ્યામસુંદર સ્વરૂપે સાક્ષાત્ કરે છે; અરે! સાક્ષાત્ કરતાં જાણે વારી જાય છે! એવી છલોછલ ભક્તિની કાવ્યછાલકની શબ્દછોળ સમો આ સુંદર શ્લોક છે.

એના ભાવની અભિવ્યક્તિયે કંઈ ઓર છે! લાક્ષણિક છે. એ અભિવ્યક્તિ બે રીતની છે: ૧. બ્રહ્મને કૃષ્ણાકારે મૂર્ત કરેલ છે. ૨. કૃષ્ણને અન્ય સહચારી વિગતો વડે મૂર્ત કરેલ છે. એમ કરીને અંતે તો કૃષ્ણનું જ ભક્તિભાવે સ્તવન છે. બ્રહ્મને સગુણ શ્યામના રઢિયાળા રૂપે ભજવાનો અહીં દેખીતો હેતુ છે. તે સ્વરૂપને કથેલું છે કૃષ્ણના વ્યક્તિત્વના શ્યામ અંશ દ્વારા. એ ઉલ્લેખની રજૂઆતમાં જ કવિતાનો કીમિયો છે.

પંક્તિઓના ભાવાર્થની ચર્ચા કરીએ: બ્રહ્મને કૃષ્ણસ્વરૂપે પામવું છે: પણ કૃષ્ણસ્વરૂપ કેવુંક છે? તો કહે છે: કૃષ્ણ ગોપીઓનું પ્રેમભાજન છે: તેમના પ્રેમનો, સાક્ષાત્ પુંજ તે જ કૃષ્ણ. બીજી પંક્તિ પ્રમાણે, કૃષ્ણ યદુવંશમાં જન્મ્યા હતા; તે ઘટના જ સ્વયં યાદવોનું ધન્ય ભાગ્ય છે. કવિએ તેને મૂર્ત કરવા એમ કહ્યું કે કૃષ્ણ યાદવોના સૌભાગ્યનો મૂર્તિમંત રાશિ છે. હવે કૃષ્ણના જ્ઞાની સ્વરૂપને આગળ કરવા કહે છે કે કૃષ્ણ આદિ એવા વેદજ્ઞાનના એકત્ર અર્કરૂપ છે. આમ કૃષ્ણસૂચિત વિગતોનો ત્રણ પંક્તિમાં ઉલ્લેખ કર્યો; ચોથી પંક્તિમાં 'શ્યામ' શબ્દના મનોહારી શ્લેષ દ્વારા હેતથી કૃષ્ણનો પુરસ્કાર કર્યો; સાથે સાથે બ્રહ્મને કૃષ્ણના પરિમાણ વડે અને કૃષ્ણને બ્રહ્મના પરિમાણ વડે પુષ્ટ કર્યાં; અથવા આખા શ્લોકના ભાવને દષ્ટિમાં રાખીને એમ કહીએ કે બ્રહ્મસ્વરૂપે કૃષ્ણમહિમાનો વ્યાપ ધર્યો.

કવિની આ કલાઆયોજના પાછળ ઉપર્યુક્ત તમામ વિગતોના ભાવસંબંધની એક રાસાયણિક વિભાવના છે. જો કવિના મનની વાત સમીકરણની રીતે રજૂ કરીએ તો, કૃષ્ણ એ જ બ્રહ્મ: બ્રહ્મ એટલે જ પૂર્ણતા: એટલે જ, ગોપીઓનો પ્રેમ વગેરે વગેરે જે જે પૂર્ણપણે શ્રેષ્ઠ — દૈવી ચેતનાનો અંશ, તે તે સ્વયં કૃષ્ણ — આમ ભાવસંબંધ સંયોજન છે.

આમ બ્રહ્મને મિષે કૃષ્ણભક્તિનું અહીં નિરૂપણ છે. તેમ કરવામાં, આગળ જણાવ્યું તેમ, બેવડી મૂર્તીકરણની પ્રક્રિયા પ્રયોજી છે. તેમાંથી પહેલી કે જેમાં નિર્ગુણ બ્રહ્મને સગુણ કૃષ્ણરૂપે મૂર્ત કરવાની રીત, તે તો સાદીસીધી કથન રીત છે. જોકે તેય આકર્ષક રહી છે; પણ બીજી મૂર્તીકરણની રીતિમાં, કૃષ્ણસ્વરૂપની રજૂઆત કરવામાં જ કાવ્યકલાની ખૂબી છે.

એ ખૂબી શી છે? ઇન્દ્રિયગ્રાહ્યતાની. ગોપીનો પ્રેમ એ પોતે અમૂર્ત (abstract) ભાવતત્ત્વ છે તેને પદાર્થના પુંજરૂપે મૂર્ત — સાકાર (concrete) કર્યું. આમ પ્રેમને — ચેતનાના ધર્મ(function)ને, પુંજરૂપે એટલે કે જડ પદાર્થના લક્ષણના રૂપક દ્વારા મૂર્ત કરેલ છે. બીજી પંક્તિમાંયે એ જ મુજબ, યાદવોના ભાગ્ય જેવા સૂક્ષ્મ ભાવને જડ પદાર્થના રાશિરૂપે મૂર્ત કરી બતાવ્યો; તો વેદોના જ્ઞાન જેવા બુદ્ધિગમ્ય ચિત્તતત્ત્વને, કૃષ્ણના અનુલક્ષમાં, કોઈ જડ વસ્તુના એકત્ર એવા સંચયરૂપે — સારરૂપે મૂર્ત કર્યું. અને તેમાં જડ પદાર્થનો ધર્મ આરોપ્યો. એમ કરીને આ વિગતોની પરંપરારૂપે અને ભાવછટાની ભૂમિકા ઉપર 'શ્યામીતત બ્રહ્મ' કહીને ભાવની પરાકાષ્ઠા સાધી. આ પ્રમાણે બ્રહ્માંડવ્યાપી ચૈતન્યનું, કૃષ્ણના વિસ્મયસુંદર, અગાધસુંદર રૂપનું સગુણભાવે પ્રસ્થાપન કર્યું. આમ સજીવ પણ સૂક્ષ્મ કે અમૂર્ત તત્ત્વોને, નિર્જીવ ધર્મોના ઉલ્લેખથી મૂર્ત કરવાની કલા આચરી, એવું અમૂર્તનું અહીં અનેરું મૂર્તીકરણ છે.

અહીં એક બીજી પણ શબ્દનિષ્પન્ન ભાવલીલા છે. કવિની દૃષ્ટિએ આ કૃષ્ણ છે શું? 'પુંજીભૂત પ્રેમ', 'રાશિભૂત ભાગ્ય', 'એકીભૂત જ્ઞાન' અને 'શ્યામીભૂત બ્રહ્મ'. અર્થાત્ પ્રેમ વગેરે તે તે બાબતનું રૂપાંતરિત સ્વરૂપ. કૃષ્ણને અનુષંગે વિચારીએ તો કશુંક કશાકરૂપે બની-પલટી જઈને, પરિણામે કૃષ્ણરૂપે જે ઠરે છે તે સર્વવ્યાપી ચૈતન્ય. એ રીતે, કૃષ્ણને કારણે અને કૃષ્ણની સાથે તે તમામના સંબંધનું સંયોજન છે. તેથી કરીને, તે પ્રેમ, તે ભાગ્ય વગેરે વગેરે સર્વ કૃષ્ણમય ને કૃષ્ણરૂપે સાક્ષાત્ બને છે.

આ શ્લોકમાં કર્તા ભલે બ્રહ્મ છે ને હોય, છતાં સર્વ વર્ણનના વિશેષ્ય જેવા તો કૃષ્ણ જ છે. એવી છે કૃષ્ણભક્તિની આ શ્લોકલીલા. મંદાક્રાન્તા કુલના શાલિની છંદમાં આ શ્લોકની ભાવછટા સાહજિક રીતે ઝિલાઈ છે. શ્લોકના મૂર્તીકરણમાં કયો અર્થાલંકાર જણાય છે? કહેવું મુશ્કેલ. કારણ, જો તેને સીધોસાદો ઉલ્લેખાલંકાર કહીએ તો ખોટો નથી, પણ તેથી તેના સંકુલ કવિત્વને પૂરો ન્યાય નથી મળતો. લુપ્ત રૂપક કે તેની ઉત્પ્રેક્ષા માનવા જઈએ તો તે સર્વાંગે બંધબેસતાં નથી. ઊલટું, આ શ્લોક કૃષ્ણની જેમ સર્વાલંકારનું જાણે મિશ્રણ,—સંકુલ જણાય! આમ તેનું સહજ, મૌલિક કવિત્વ નિયત અર્થાલંકારના જડ ચોકઠામાં ગોઠવાય નહિ તેવું છે. શ્લોકનો ભાવાનુવાદ ગુજરાતી ભાષાનું પોત પરખીને થયેલો છે, સહજ છે.

૨૮-૧૦-'૭૭

ઠરે? તો તે કૃષ્ણના વક્ષઃસ્થલે વિરાજીને ગૌરવથી દીપી રહે છે.

કૃષ્ણને નાકે નથની શોભે છે, તો નથનીનું સર્વશ્રેષ્ઠ, વચ્ચોવચનું, મોટું મૂલ્યવાન મોતી તે નથનીની શોભા છે. તે કૃષ્ણઅંગને શોભાવીને શોભે છે. વળી છે તેમના કરમાં વેણુ : જેનું વશીકરણ કોને નહોતું? તે સાથે કાંડા પરનું કંકણ તે અંગને મંડિત કરે છે.

દેહપ્રસાધનની એક સમૃદ્ધિસૂચક સામગ્રી તે સુગંધસુંદર ચંદનનો લેપ કૃષ્ણદેહે થયેલો છે; તો મોતનમાળ છે કંઠે. વિદિત થશે કે શણગારની ઉપરોક્ત તમામ સામગ્રી ઉત્કૃષ્ટ અને મૂલ્યવાન હોઈને કૃષ્ણપાત્ર ઠરે છે, અને કૃષ્ણઅંગે ચડીને પોતાનું તમામ સૌન્દર્ય પ્રગટ ને સિદ્ધ કરે છે; તો કૃષ્ણના સૌન્દર્યને અનોખું ઐશ્વર્ય બક્ષે છે.

એવા શણગારથી સંપન્ન કૃષ્ણ અદકા શોભે છે, તેની આસપાસ ઘેરી વળીને ઘચૂમલે ઊભેલી ગોપીઓના પરિવારમાં. તે કયે નાતે? ગોપાલ — ગોવાળોના શિરોમણિરૂપે — શ્રેષ્ઠ નાયકરૂપે. કૃષ્ણ પોતાના પરિવારસમા આ સ્નેહીજનના કેન્દ્રમાં અધિકા શોભે છે; કારણ, તેમનો પ્રેમ પામીને કૃષ્ણનું પ્રભુત્વ — પ્રભુપણું ચરિતાર્થ થાય છે. આ પ્રભુત્વ એટલે જ પ્રભાવ : અને એ પ્રભાવનો અહીં જય ગાયો છે.

આ શ્લોકની વર્ણનરીતિ કંઈક આવી છે : કૃષ્ણના દેહનું કોઈક સુંદર અંગ, અને સાથે તેને લગતું વિશિષ્ટ શોભન કે પ્રસાધન — એમ એ બંનેને વ્યક્ત કરનાર પદયુગલ કે સમાસયુગલ અહીં મોટે ભાગે પ્રયોજેલ છે. જેમ કૃષ્ણ અને સંબંધિત ગોપગોપી-પરિવાર શોભે, તેમ વર્ણ્ય અને વર્ણન બંને પરસ્પરમાં પરસ્પરની ધન્યતા પ્રમાણે છે.

અને વાતેય સાચી છે. કૃષ્ણનું અહીં જે રુચિર રૂપ ઊઘડયું છે, તે ગોપગોપીની નિર્વ્યાજ પ્રેમદષ્ટિએ જોયેલું હોય તે છે. તેમના નિર્હેતુક પ્રેમને કારણે વહાલું લાગ્યું હોય, તે છે. જાણે આ શ્લોકનો એક્કેકો ચુનંદો શબ્દ કૃષ્ણની ભાવભક્તિને બહલાવે છે.

આ શ્લોકનું વર્ણસંગીત વૈભવવંતું છે. આખા શ્લોકમાં અનુપ્રાસલીલા તો છે જ, એમાં અનુનાસિકો અને અનુસ્વારોની લીલાયે

ઓછી નથી ! કૃષ્ણનું આ કમનીય દર્શન, શાર્દૂલવિક્રીડિત છંદમાં એવું તો ઝિલાયું છે કે તેથી નર્યું ભાવલાવણ્ય નીખરી રહે છે. એનું સુગેયત્વ પણ જબરું છે. માટે આ શ્લોક આપણે ત્યાં લગ્નપ્રસંગે મંગલાષ્ટકના શ્લોક તરીકે ગવાય છે, તેમાં અંત ભાગે મંગલ ઉચ્ચારવાનો સહેજ ફેરફાર કરી લેવાય છે. એ સ્વસ્તિવાચનનો એટલે કે કલ્યાણ-મંગલનો હોઈ પરિણામે મંગલ વાતાવરણ તે સહેજે સ્ફુરાવી રહે છે. પરંપરાથી મંગલાષ્ટકગાનને કારણે આ છંદ એવો તો ઘૂંટાયો છે કે ગાનથી તેમાં આવતી લયકથી તે કર્ણમંજુલ લાગે છે. અહીં કૃષ્ણ-ચન્દ્રની ચારુકલા પ્રસ્તુત કરવામાં આ છંદનું સાર્થક્ય છે.

૨૩-૫-'૭૮

# મધુરાભક્તિનું નિવેદન

મા ગાઈત્યિવમંગલં વ્રજ પુનઃ સ્નેહેન હીનં વચઃ
તિષ્ઠેતિ પ્રભુતા યથારુચિ કુરુ હ્યેષાપ્યુદાસીનતા ।
નો જીવામિ ત્વયા વિનૈવ વચનં સંભાવ્યતે વા ન વા
તન્માં શિક્ષય કૃષ્ણ યત્સમુચિતં વાક્યં ત્વયિ પ્રસ્થિતે ॥

અનુવાદ :

"'ના જાઓ' વચનો અમંગલ, ન હેતાળ 'ફરી આવજો !'
'રહો'થી મોટપ, ને 'ગમે ત્યમ કરો !' – એમાં ઉદાસીનતા;
'જોજો હોં નવ જીવશું તમ વિના' – એ તો બને ના બને,
તેથી કૃષ્ણ, વિદાય યોગ્ય વચનો જાતાં, મને શીખવો."

— મકરન્દ દવે

આ લેખ કૃષ્ણગોપી સંબંધનો છે, એટલે કે પ્રેમલક્ષણા-ભક્તિનો છે. તેમાં પ્રભુ સાથેનો આત્મીય વ્યક્તિગત સંબંધ છે, પ્રિય-પ્રિયતમા ભાવનો પ્રેમસંબંધ છે. આ પ્રિયતાની માટે માધુર્યની ઉપાસનાના ભાવને લીધે, તે મધુરાભક્તિ તરીકે ઓળખાય છે.

અહીં કૃષ્ણ-વિદાયવેળાની ગોપીના પ્રેમની એક વિશિષ્ટ ભાવ-છબિ ધરી છે. ગોપી કેટલાક ઉદ્ગારો વડે — તેની સંભાવના વડે વિદાયની ક્ષણને થંભાવી રહી છે; અને એ ઉદ્ગારોની એક અનોખા ભાવભંગિ કહેતાં છટા છે. ઉદ્ગારો અનેક છે; નિજલક્ષી છે. જે પ્રથમ ત્રણ પંક્તિમાં છે. અને એ અનેકની ઉપર એમને સમેટનારું એક પરમ પ્રત્યક્ષ કૃષ્ણલક્ષી મંતવ્ય છે; એ કૃષ્ણ જોડે સીધેસીધું ઉદ્ગાર-વાક્ય અંતની ચોથી પંક્તિમાં છે.

વળી ખૂબી તો જુઓ! ગોપી પોતાના પ્રત્યેક ઉદ્ગાર વિશે પૂરી સંપ્રજ્ઞ છે. તેની પોતે જ આલોચના કરે છે! તેની રજૂઆત-રીત સુંદર છે, આ મુજબની છે: એક પછી એક, એમ શક્ય એવો વિદાય અંગેનો, પ્રથમ તો પ્રત્યેક વિકલ્પરૂપ મિતાક્ષરી ઉદ્ગાર; તેની સાથે લાગું પોતાની મનોવૃત્તિ ઇત્યાદિનું શક્ય સંક્ષિપ્ત તાત્ત્વિક વિવરણ–ભાષ્ય–ટિપ્પણ જે કહો તે! આમ જુદા જુદા ઉદ્ગારની સંભાવના અને તેની પાછળના મનના સંચલન વિશે સજાગતા છે. ગોપીને પોતાના પ્રત્યેક મનોભાવનો ઝીણો અને પૂરો ખ્યાલ છે; એટલે જ પ્રેમનાં વિદાયવચનો શીખવાને મિષે તે પ્રેમની એક એવી શીખ આપી જાય છે, જે મર્મસ્પર્શી છે. વસ્તુતઃ એ પ્રેમની આપેલી સૂઝ કે ખાતરી રૂપે ભેટ છે. આપણે ત્યાં વિદાય આપતી વેળા જે ભેટ અપાય છે, તેને પણ 'શીખ' કહે છે; આ શ્લોકના સંદર્ભમાં ગોપી પક્ષેના ભાવ-નેયે એ મુજબનો જ સમજવાનો છે. ગોપી પાસેના એ ખ્યાલને કારણે, ચોથી પંક્તિના સમાપન ઉદ્ગારમાં તેના હૃદયનો ભાવ — આશય વ્યંજિત થાય છે. આ શીખ શી છે? પોતા તરફથી કદી પણ ઓછા ન થતા કે કટુતા ન ધરતા સ્નેહની.

આ ઉદ્‌ગારો જાણવા જેવા છે : પહેલો ઉદ્‌ગાર છે, 'ન જાઓ.' ગોપી જતા કૃષ્ણને કહે છે કે 'ન જાઓ' એમ કહીને તમને વારું ? પણ જવાની વેળાએ નકાર વચન કેમ ભણું ? તે તો અમંગલ — અપશુકન લેખાય. મંગલ પ્રવૃત્તિ આદરતી વેળા નકાર-વાણીને અમંગલ લેખવાની આપણી પરંપરાની માન્યતાનો તેમાં ખ્યાલ છે. તો પછી ? નન્નો ટાળવા જો એમ કહું કે, 'સિધાવો ને પાછા પધારજો', તો એ વચનો પણ વિષમ છે; જવા દેવાનો પ્રસ્તાવ જ પ્રેમના અભાવનો, પરાયાપણાના ભાવનો ઉભયપક્ષી પુરાવો છે.

ત્યારે 'રહો રોકાઈ જાઓ', એમ કહું ? એ પ્રિય એટલે કે અનુકૂળ — સફળ ઉપાય — ઉપચાર નીવડવાનો સંભવેય ખરો; પણ તેમ કરવામાં તો રોકનાર વ્યક્તિના અધિકારની — પ્રભુત્વની સત્તા મહત્તા પ્રતીત થાય. જ્યારે ગોપી તો છે કેવલ પ્રેમપ્રણત — પ્રેમઢળ્યો જીવ. કૃષ્ણભક્તિની અનન્યતા સિવાય એની પાસે બીજું છે પણ શું ? એટલે એ ભક્તિનમ્ર જીવ, એવો અધિકાર અજમાવે પણ કેમ ?

તો પછી એક બીજો વિકલ્પ — વિદાય અંગેનો અન્ય ઉદ્‌ગાર ! સ્વયં કૃષ્ણ ઉપર જ જવા--ન જવાનો નિર્ણય મૂકી દેવાય તો ? આમ : 'હે કૃષ્ણ ! તમને ગમે તે મુજબ રહેવા-જવાનું નક્કી કરો.' તો તેમ કહેવામાં પોતાને પક્ષે કયો ભાવ નીપજી આવે ? જે કંઈ બને તે સ્વીકારી, ચલાવી, નિભાવી લેવાનો, ઉદાસીનતાનો ભાવ છે. ને ઉદાસીનતા એટલે જ અપેક્ષાની ઉત્સુકતાનો અભાવ, પ્રેમની ઉત્કટતાનો અભાવ !

ત્યારે હવે કયા ઉદ્‌ગારનો આશ્રય ? કૃષ્ણની વિદાય જ વસમી છે. એના વિના જીવન ટકાવી રાખવું જ દોહ્યલું. માટે, આ મુજબ નિવેદન કર્યું હોય તો ? 'હે કૃષ્ણ ! તમારા વિના જીવી શકીશ નહિ, નિતાન્ત મૃત્યુ જ માનજો.' હવે, વસ્તુસ્થિતિ તરીકે એ યથાર્થ હોય, પણ વાસ્તવિકપણે એવું બને યા ન પણ બને. ભલે જીવન 'જીવતું

મોત' હોય, પણ પ્રાણ પડે નહિ ! તો એ વચનો મિથ્યા — ઠાલાં નીવડે.

આ મુજબ, વિદાય અંગેના ઉદ્‌ગારોના તમામ શક્ય વિકલ્પો, ગોપીએ વિચારવા નિવેદિત કરી જોયા; તે તમામ વિષમ જણાયા. તેના અંતરની અભિલાષા, તો સ્નેહની સત્યનિષ્ઠા અને સભરતા જાળવી રાખવાની છે. એથી ઉદ્‌ગાર અંગે જે એક દુષ્કર, અશક્ય ઘટના ઊભી થઈ, તેની સહજપણે વિમાસણ અને અમૂંઝણ છે; એવો ભાવ ઘટાવી શકાય. માટે તે છેવટે કહે છે :

તેથી કૃષ્ણ વિદાયયોગ્ય વચનો જતાં મને શીખવો.

આ પંક્તિનો અન્ય અર્થ વ્યંગ્યાર્થ પણ હોઈ શકે. વિદાય-સંભવિત વિરહની એ વિકલતા છે; જેને વિદાય વડે પ્રેરનાર ખુદ કૃષ્ણ છે! તો હવે એણે જ ગોપીને વિદાય-વચનો શીખવવાં રહ્યાં! કારણ, ગોપી માટે વિદાય દુઃસહ માટે અસ્વીકાર્ય છે; તો તેને ઘટતી વાણી દુષ્કર, અસંભવિત છે. ગોપી જે સહેવા શક્તિમાન નથી, તે વદવા પણ નથી જ. વિદાયનો મનમાં જ સ્વીકાર નથી તો વાણીમાં કેમ હોય? આવી ઘટનાના કર્તા કૃષ્ણ હોઈ તેની પાસેથી તેને ઉચિત વાણી તે યાચી રહી છે.

યાચનાના કાકુમાં આ શું પ્રેમનો ઉપાલંભરૂપ કટાક્ષ છે? અથવા તો જુદા જુદા ઉદ્‌ગારોના નિષેધથી શું વિદાયનો નિષેધ છે? જે નિર્દય નિર્ણયના કર્તા કૃષ્ણ છે, તે, તે અંગેની નિષ્કંપ વાણી ભલે શીખવે! — એવો એ સરોષ ઉદ્‌ગાર છે? કારણ આપણાં પરંપરાનાં આ ભાવનાં ગીતોમાં ગોપી કૃષ્ણને મોકલવાના સંદેશામાં આવી સરોષ વ્યથા વ્યક્ત કરતી જણાય છે. તો પછી વાંકાં વેણથી કથિત આ છે વિદાય-વેદનાની અતિશયતાનો ભાવ, જે ગૂઢાર્થથી સૂચિત થાય છે? હોઈ શકે.

આમ પ્રેમની અતિશયતાનો આ છે એક અનેક ભાવછાયાળો ઉદ્રેક. એ ભાવની છાયાઓની કંઈક સંભાવના, આગળ આપણે જોઈ

છે; છતાં અહીં એ ચોથી પંક્તિના વ્યંજિત ભાવને, પૂર્વેની અન્ય પંક્તિઓના સંદર્ભમાં ફરી જોવો ઠીક પડશે. છેલ્લી પંક્તિનો સૂર વિનવણીનો છે; તો શું તે ગોપીની નમ્રતાનો, દીનતાનો, સ્વીકૃતિનો ભાવ છે? સમગ્ર શ્લોકના આર્જવમાં, ઋજુ વિનવણી ઉપરાંત લાડનો ભાવે છે? કે પછી, સમીપસ્થ વિદાયની વ્યગ્રતા, વિકલતા છે? અથવા, વિદાયની ઘટના ઉપર શું વિરહનો ઓછાયો પડેલો છે? પ્રેમના અણુજાણપણાની — અજ્ઞાનની તેમાં અમૂંઝણ છે? કે પ્રેમમાં પોતે જે ચીવટપૂર્વકની સંપૂર્ણતા ને સત્યતા માગે છે, તેની વિનંતી રૂપે તત્પરતા છે? પ્રેમના નિર્મમ ભાવની એમાં લકીર છે? જતા કૃષ્ણને ગુમાવતાં બધું હારી બેઠાની હારણવૃત્તિ છે? કે પ્રેમના પરાસ્તપણા અંગે હતાશ બુદ્ધિ છે? કૃષ્ણ છોડીને ચાલવા કરે છે, એનો અર્થ એ કે એને પોતાને પ્રેમ સાધ્ય નથી, એવી અપરાધ-બુદ્ધિ છે? કે પછી, કૃષ્ણની વિદાયવૃત્તિ તે જ સ્વયં પ્રેમનો અપરાધ છે, એવો કોઈક કૃષ્ણ પ્રતિ આક્ષેપ છે? પ્રેમનું અતૂટ બંધન અકબંધ ન જળવાયાનો રંજ અને ગ્લાનિ છે? અથવા, પોતાને — જેને વિદાય માન્ય જ નથી તેને — બોલે બોલે વિદાય-વચન ઉચ્ચારવાની કપરી સજા છે? વિદાય સહી ન જાય એવું ગોપીના પ્રેમનું માર્દવ છે? અથવા, પૂર્વેની ત્રણ પંક્તિઓમાં જુદા જુદા ઉદ્‌ગારોના વિકલ્પો વગેરે છે, તો શું તે દેખાડે છે તેની તાર્કિકતાના ભાવભેદની સરણિ છે? કે પછી વિદાયના અસ્વીકારમાં, પોતાના પ્રેમની સરસાઈનો ને ગૌરવનો ભાવ છે? એ તે પ્રેમનો ઓળંભો, વાંકું વેણ, કટાક્ષ, મહેણું છે? કે ગોપીના પ્રેમનું નિષેધાત્મક — નકારાત્મક પાસું છે? કે પ્રભાવક-સાધના છે?

આમ આ શ્લોકના વ્યંગ્યાર્થમાં કઈ કઈ ભાવછાયાઓ ભળેલી છે? તે આ શ્લોકમાંથી જાણ્યું-અજાણ્યું રહ્યાનો રસદાયી વ્યાપાર છે. જેમ કોઈ પાણીદાર રત્નની અનેકરંગી ઝાંય ઝલમલ ઝલમલ ઝબૂકે તેમ! એની ભાવાર્દ્રતા ને ભાવરસાયણતા પાછળ પડેલો છે પ્રેમનો પરમ અધિકાર; કશું ન ચૂકવાનો પરમ ધર્મ છે.

આ શ્લોકના ગૂઢાર્થની આપણે અનેક ભાવ-શક્યતાઓ વિચારી. ગૂઢાર્થનો પર્યાય છે વ્યંગ્યાર્થ. અહીં એ ગૂઢાર્થ બેય અર્થમાં વ્યંગ્યાર્થ છે : ૧. તે ગૂઢ અર્થથી પ્રત્યક્ષ છે. ૨. તે વાંકું વેણ — કટાક્ષથી વ્યક્ત છે. અહીં એ વ્યંગ્યાર્થ એટલે કે વક્રોક્તિ પણ છે. અને તે પણ બેય અર્થમાં; વાંકી કટાક્ષની ઉક્તિ માટે એ વક્રોક્તિ છે; અને માટે જ તેમાં સૌન્દર્યની ચમત્કૃતિ પણ છે, તે અર્થમાંય તે વક્રોક્તિ જ, સ્ફુટ-અર્ધસ્ફુટ સ્વરૂપે ચોથી પંક્તિમાં વ્યક્ત થઈ, સમગ્ર શ્લોકના સૌન્દર્યનું તે જીવિત બને છે.

આ શ્લોકનો છંદ છે શાર્દૂલવિક્રીડિત. એ છંદનું બંધારણ બહુ-સંખ્ય અક્ષરની લાંબી પંક્તિનું છે, જે ધીરગંભીરતાની અસર જન્માવ-નારું છે. પણ આ શ્લોકનાં ટૂંકાં ટૂંકાં ઉદ્‌ગાર-આકારનાં વચનો, આસાનીથી એમાં ગોઠવાયાં છે, એથી એ લાંબી પંક્તિ હોવા છતાં હળવી, ફોરીલી, સ્ફૂર્તિલી લાગે છે. ભાવસમૃદ્ધિની આવી સરલ, ઘરાળુ રજૂઆત એ આ શ્લોકના અનુવાદની કાવ્યસિદ્ધિ છે.

૨૨-૩-’૭૭

# વદતોવ્યાઘાત!!

યાત્રા મયા સર્વગતા હતા તે
ધ્યાનેન ચેતઃ પરતા હતા તે ।
સ્તુત્યાઽનયા વાક્પરતા હતા તે
ક્ષન્તવ્યમેતત્ ત્રયમેવ શમ્ભો ।।

શ્રીમદ્ શંકરાચાર્ય

**અનુવાદ:**

યાત્રા વડે, સકલ લોક તું વ્યાપ્ત, તેની,
ધ્યાને થકી. અતીત ચિત્તથી જે તું તેની,
સ્તોત્રેથી, જે અતીત વાણી થકી તું તેની,
હે શંભુ ! તે ક્ષતિ ત્રણેની ક્ષમા હું વાંછું.

**અર્થ:**

યાત્રા કરનાર (એવા) મેં તમારા સર્વવ્યાપીપણાને હણ્યું (અવગણ્યું), ધ્યાન વડે મેં તમો ચિત્તથી પર છો તેનો (હકીકતનો) અનાદર કર્યો, આ સ્તુતિ વડે મેં તમારું વાણીથી પર હોવાનું ઉવેખ્યું. હે શંભુ! મારા આ ત્રણે અપરાધોને ક્ષમા કરજો.

આ શિવભક્તિનો શ્લોક છે; તેના રચનાર શ્રી શંકરાચાર્ય હોવાનું મનાય છે. પ્રખર જ્ઞાનર્ષિ આ આચાર્ય કેવલાદ્વૈત તત્ત્વદર્શનના પ્રતિપાદક તરીકે જગદ્ગુરુનું બિરુદ પામ્યા છે. આ બ્રહ્માંડમાં કેવલ એકમાત્ર બ્રહ્મ — પરમ ચૈતન્ય રૂપ પ્રભુ પ્રવર્તે છે; તેને જ્ઞાન વડે પામી શકાય; આ છે તેમના 'કેવલાદ્વૈત' તત્ત્વદર્શનનું હાર્દ. એવા એ પ્રતિભાબલિષ્ઠ આચાર્યે બુદ્ધિ, કલ્પના વગેરે અનુપમ ચેતનાના ઝબકારા વડે, એ 'કેવલ' સ્વરૂપને કળી લીધું, તેનો મહિમા કર્યો; પણ એટલા જ ભાવ-છલકાતા હૃદયની ભક્તિથી, એ ચૈતન્યને હૃદય-ગમ્ય કર્યું. ઉત્કટ મેધા અને તીવ્ર ઊર્મિનું અદ્ભુત રસાયણ, તે જ તેમનું વ્યક્તિત્વ.

આ શ્લોકની સ્ફુરણા વિશેની તેમના જીવનની અમુક ઘટનાકથા પ્રચલિત છે. એમ કહેવાય છે કે શ્રી શંકરાચાર્ય કાશીના 'વિશ્વનાથ' મહાદેવને મંદિરે ગયા; ત્યારે દર્શને તેમનું હૃદય, ભક્તિના ઉદ્ગાર રૂપે દ્રવી — ગળી — પીગળી ગયું; અને તે જ આ શ્લોક, તેનું અતીવ સુંદર કવિત્વ.

શંકરાચાર્યના 'ભજ ગોવિંદમ્'માં એક શ્લોક વિશે લખતાં, મેં એમ કહ્યું છે કે આ મહાન આચાર્યના જ્ઞાનવૃક્ષને ભક્તિનાં લેલૂંબ ફળ લાગેલાં છે. આ શ્લોક પણ તેવું જ એક ભક્તિરુચિર ફળ છે. બ્રહ્મ વિશેના તેમના વેધક-તીક્ષ્ણ જ્ઞાનબોધનું, જાણે કે આ શ્લોક ભક્તિ-છલકાતા ભાવબોધ રૂપે રૂપાન્તર ન હોય ! એવાં પ્રભાવક બનીને એ બન્ને તત્ત્વો અહીં વિલસે છે. શ્લોકની પંક્તિઓમાં ફરતાં, તેનો મર્મ કળાશે.

પ્રથમ પંક્તિમાં શંકરાચાર્ય શંકરને મંદિરે પોતે દર્શને આવ્યાનો ઉલ્લેખ કરે છે; અને જેમ દર્શન તેમ ધ્યાન અને સ્તવન — એ ત્રણે વડે પોતે કરેલા પ્રભુ-અપરાધની ક્ષમા વાંછે છે. આપણને થાય, પ્રભુનાં દર્શન વગેરે માટે ક્ષમા ? તે રીતે એટલે કે વક્રોક્તિથી કહેવામાં જ આ

શ્લોકના ભાવનું ઉદાત્તપણું, નમ્રતા અને ખૂબી વસેલાં છે. આપણે આગળ ચાલીએ. શંકરાચાર્ય શું કહે છે, તે જોઇએ.

પ્રભુ આ વિશ્વના કોઈ ગુણથી લેપાતો નથી, માટે જ તેને નિરંજન, નિરાકાર કહ્યો છે; માનવના ગુણોથી — ઉપાધિથી તે રહિત છે, માટે જ તો નિર્ગુણ કહ્યો. એ નિર્ગુણ બ્રહ્મ મારામાં — સહુમાં — અખિલ બ્રહ્માંડમાં વ્યાપેલો છે. હવે જો પ્રભુ સર્વવ્યાપી છે, તો મંદિરમાં અલગપણે તે હોવાનું કેમ સંભવે? વળી મનુષ્ય જો પોતાનામાં — સર્વમાં પ્રભુ વ્યાપેલો માનતો હોય તો, પોતાનાથી અલગ લેખીને જ તે મંદિરમાં જાય, એમ માનવું પડે. મનુષ્યે મંદિરમાં પ્રભુને પધરાવ્યા માટે જ વ્યવહારજગતથી અળગા થઈ આપણે પ્રભુદ્વારે જઈએ છીએ. એ હકીકત વાસ્તવ જગતની છે. પણ શંકરાચાર્ય જેવા ઉચ્ચ કોટિના તત્ત્વનિષ્ઠ માટે વિચાર અને આચારમાં રહેલો દેખીતો વિરોધ, તેને સભાન કરે છે; એમ કરીને નમ્રતા વડે વિશેષ બ્રહ્મપ્રવણ કરે છે.

હવે બીજો અપરાધ : પ્રભુ જોકે સર્વવ્યાપી હોઈ તેનું નિર્ગુણ રૂપ, માનુષી મર્યાદાને કારણે ઝાલી — ગ્રહી શકાતું નથી એવું અલૌકિક છે. માનવચિત્ત તે ગ્રહવા માટે લૂલું — ઊણું પડે છે. મનુષ્ય ધ્યાન વડે તેનો સાક્ષાત્કાર કરવા ઇચ્છે, ત્યારે પોતાના ચિત્તની — તેની ચેતનાની મર્યાદા તેને પાછો પાડી દે છે. તેથી તે ચિત્તથી પર — અતીત છે, તેમ સમજાય છે. શંકરાચાર્યને અહીં લાગે છે કે નિર્ગુણ બ્રહ્મ ચિત્તથી અતીત હોવાનું પોતે કહ્યું છે; હવે ધ્યાન વડે પોતાનામાં તેને પામવાની આ ચેષ્ટા, કેટલી બિન-અર્થ અને અસંગત છે! કારણ જે પદાર્થને ચિત્ત ગ્રહવા શક્તિમાન નથી, તેનું ધ્યાન કેમ ધરાય? આમ એ ધ્યાનાતીતનું ધ્યાન એ જ પોતાની દૃષ્ટિએ પ્રભુનો કરેલો અપરાધ છે; ધૃષ્ટતા છે. નિર્ગુણને 'નેતિ નેતિ' રૂપે વર્ણવીને 'ઇતિમાત્ર'થી આચરવામાં શ્રી શંકરાચાર્યને પોતે કરેલો તર્કદોષ વદતોવ્યાઘાત જણાય છે.

હવે ત્રીજો અપરાધ : અને તે સ્તવનનો. જે વિભુ છે માટે જ જે અનિર્વચનીય — અવર્ણ્ય છે, તેને વાણીથી સ્તવવો કેમ ? એ તો મોટી મૂંઝવણ છે, વિમાસણ છે. અને છતાં માનવ આસ્થાળુ જીવ તેના દર્શને, સ્તવન રૂપ વાણીનો સ્રોત સહજપણે વહાવે છે. શંકરાચાર્ય પોતાની આ ચેષ્ટાને પણ ક્ષતિ રૂપે ધરે છે.

પણ આ ખરેખર અસંગતિ છે ? મનુષ્યનું નિરર્થક વલણ છે ? શંકરાચાર્ય જેવા મહામના જ્ઞાની — મનીષી દ્વારા પ્રગટ થતી માનવ-ભ્રમણા છે ? તેમના ચિત્તમાં જ્ઞાન અને ભક્તિનો શું જાગેલો સંઘર્ષ છે ? ના રે ના. એ કહ્યો છે તેવો અપરાધ કેમ હોય ? માનવમન ઉભય રીતે તેને ઉપાસે છે. નિર્ગુણ રૂપે, સગુણ રૂપે. ત્યારે જ કંઈક તે તેને પામી શકે છે. શંકરાચાર્યની કવિમેધાએ જ્ઞાનથી જે વિશ્વંભર જગદીશને નિર્ગુણ રૂપે લહ્યો, તેને ભક્તિના ભાવોદ્રેકે સગુણ રૂપે ઉપાસ્યો. કહો કે 'મટુકીમાં ઘાલી'ને ભજ્યો ! અને બ્રહ્મ તો સર્વ વિરોધોનો એક અદ્‌ભુત સમુચ્ચય — સરવાળો છે. એટલે એને વિશેનો માનવઅભિગમ આમ જ હોય.

આમ કરવામાં જ્ઞાનથી ભક્તિનો — એકથી અન્યનો છેદ નથી; વા નથી સંઘર્ષ; હોઈ શકે પણ નહિ. કારણ જ્ઞાન, ભક્તિ, કર્મ, યોગ એ સહુ બ્રહ્મ ઉપાસનાનાં સાધન — ઉપાયો છે. સામાન્યપણે જે સાધકે તેમાંનું એક પૂર્ણપણે સેવ્યું હોય — જો તે સિદ્ધ હોય, તો તેના એક સાધન પાછળ અન્ય, તરતમ માત્રાએ હોવા સંભવ છે જ. બહુ બહુ તો એકનો મુખ્ય રંગ અને અન્ય તેને આશ્રયે હોય. શ્રી શંકરાચાર્ય જેવા કોઈ વિરલ અનોખી ચેતનાના ચિત્તમાં તેની અદ્‌ભુત રાસાયણિકતા સંભવે. જોકે તે પોતે સભાન બનીને માનવ-માત્રની આ પરસ્પર વિરોધી વૃત્તિને નિદર્શી શકે છે; ત્યાં માનવના પ્રતિનિધિ બનીને વ્યક્ત કરવા છતાં, તેની અસામાન્યતા જ વ્યક્ત થાય છે; તે એ રીતે કે પોતાના વલણના વિરોધનો આભાસ છતાં, જ્ઞાન અને ભક્તિ બન્ને તેનામાં સંયોજિત હોવાથી તેના વિરલ આધ્યાત્મિક

વ્યક્તિત્વની, સમૃદ્ધિની તે પ્રતીતિ કરાવે છે. આ શ્લોકમાં કવિની ભક્તિ તેના જ્ઞાનને દઢીભૂત કરે છે. એમ કહો કે જ્ઞાનના સંબંધમાં અહીં સંયોજાતાં, એ ભક્તિને ભવ્યતાની ગરિમા સાંપડે છે. એકને અન્યનું પરિમાણ — ઊંડાણ સાંપડે છે.

શંકરાચાર્યની આ નિરૂપણરીતિને કયા અર્થાલંકારથી નવાજીશું? એ તે કાવ્યલિંગ છે? કે પછી તુલ્યયોગિતા વિષયની — પદાર્થની અસામાન્યતા — અલૌકિકતાને લીધે જ નિરૂપણમાં વિરોધની રીતિ આવે છે. એટલે બીજો કોઈ ન લેખીએ, તોપણ વિરોધાભાસ અલંકાર તો છે છે ને છે જ. આમ વિરોધાભાસ વડે 'કેવલ' એકનું દર્શન, એ બ્રહ્મકાવ્યનો અહીં હૃદયહારી ચમત્કાર છે. આવા મહાજ્ઞાની હૃદયની ભાવઋજુતાનો ચમત્કાર છે.

૨૩-૭-'૭૬

૧. કાવ્યલિંગ -- એક દ્વારા અન્ય વાક્યનો હેતુ બતાવવામાં આવે ત્યારે કાવ્યલિંગ અંલકાર થાય.

૨. તુલ્યયોગિતા — એક ક્રિયાનો અનેક ક્રિયાઓ જોડે સંબંધ યોજેલો હોય, ત્યારે તુલ્યયોગિતા અલંકાર થાય.

# ગુરુ દક્ષિણામૂર્તિ

નાના છિદ્રઘટોદરસ્થિતમહાદીપપ્રભા ભાસ્વરં
જ્ઞાનં યસ્ય તુ ચક્ષુરાદિકરણદ્વારા બહિઃ સ્પન્દતે ।
જાનામીતિ તમેવ ભાન્તમનુભાત્યેતત્સમસ્તં જગત્
તસ્મૈ શ્રી ગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥

શ્રી શંકરાચાર્યરચિત દક્ષિણામૂર્તિ સ્તોત્ર, શ્લો. ૪

અર્થ :

અનેક છિદ્રોવાળા ઘડાના ગર્ભમાં રહેલા મોટા દીવાની પ્રભા જેવું જેનું ઉજ્જવળ જ્ઞાન, ચક્ષુ વગેરે ઇન્દ્રિયો દ્વારા બહાર ઝબકે છે. (કોઈ પણ વ્યક્તિ અર્થે) 'હું જાણું છું' એવા અનુભવનો વિષય બનતું આ સમસ્ત જગત જે સ્વયંપ્રકાશ (એવા જે દક્ષિણામૂર્તિસ્વરૂપ) પરમાત્માના જ અજવાળામાં પ્રકાશિત થઈ રહ્યું છે, એવા ગુરુમૂર્તિ દક્ષિણામૂર્તિને મારાં નમન હો.

'આ શ્લોક સમજવા માટે, દેવ દક્ષિણામૂર્તિની જીવનકથા જાણવી જોઈએ :

બ્રહ્માજીના સર્વપ્રથમ પુત્રો તે સનત્કુમારો. ચારેય તેમના માનસ પુત્રો — મનમાંથી સર્જાયેલા. ભારે વૈરાગી. તેમને પોતાની ઉત્પત્તિ તેમ જ જીવિતપ્રયોજન કાર્ય વગેરેની જિજ્ઞાસા જાગી. તેથી તેઓ ત્રણે દેવો — બ્રહ્મા, વિષ્ણુ ને મહેશને એકએક કરીને મળવા ગયા. પ્રથમ, જઈ ઊભા રહ્યા, બ્રહ્મા સમક્ષ. તો સનત્કુમારોએ શું જોયું? નિરાંત જીવે બ્રહ્મા સરસ્વતીનું વીણાવાદન સુણવામાં લીન હતા. તેમને થયું : 'પૂછવાથી શું વળશે?' ત્યાંથી જઈ ઊભા રહ્યા વિષ્ણુ સમક્ષ. ત્યાં સનત્કુમારોએ શું જોયું? લક્ષ્મીજીની સજોડે વિષ્ણુ આનંદપ્રમોદમાં બેઠા હતા. ગયા મહાદેવ કને. ત્યાં તેમણે શું જોયું? મહાદેવ તો સાક્ષાત્ અર્ધનારીશ્વર સ્વરૂપે જ જોયા.

તેઓ ત્યાંયે ઊભા ન રહ્યા. તેમને થયું : નિજનિજના સાથીદારો જોડેના તાનમાં મગ્ન છે આ દેવો! તેમનાથી અમારું શું સરશે? અમને ઊઠેલા પ્રશ્નોનું શી રીતે સમાધાન થશે? માટે અહીંથી જવું એ જ ઠીક; એમ કરીને સનત્કુમારો ચાલવા માંડ્યા. પણ મહા- : જેમનું નામ! તેમના સંશયને તે કળી ગયા. તેમણે ધર્યો બ્રહ્મ- .રી વેશ. જઈ ગામના વડલા હેઠળ બેઠા. દક્ષિણાભિમુખ તેમનું આસન રાખ્યું. સનત્કુમારો અને અન્ય મુનિપુત્રોએ તેમની પાસેથી આત્મજ્ઞાન મેળવ્યું.

આ છે દક્ષિણામૂર્તિ દેવ અંગેની પ્રચલિત કથા. એ કથા પ્રમાણે મહાદેવ આદ્ય ગુરુદેવ ગણાયા; ગુરુઓમાં ગુરુ ગણાયા. દક્ષિણ દિશા ભણી તેમણે આસન માંડ્યું. તેથી તે દેવગુરુ દક્ષિણામૂર્તિ તરીકે ઓળખાયા. અત્રે ઉપર આપેલા શ્લોકમાં એ મહાન દેવનું ગુરુસ્વરૂપ ઉપાસના પામેલું છે. એ શ્લોક 'દક્ષિણામૂર્તિ સ્તોત્ર'માંનો છે. દશ શ્લોકના એ સ્તોત્રના રચયિતા છે શ્રી શંકરાચાર્ય. જે કૃતિ મુખ્યત્વે વેદાંતસ્તોત્ર

પણ તેમનું એક બીજું ૧૯ શ્લોકોનું આ જ દેવનું સ્તવન છે. જે ભક્તિસ્તોત્ર છે. શંકરાચાર્ય જ્ઞાનતીક્ષ્ણ મેધાવી હતા; સાથે સાથે ભાવઉત્કટ ભક્ત હતા. તેમણે અનેક ભક્તિસ્તોત્રો રચ્યાં છે. દક્ષિણામૂર્તિસ્તોત્રના આપણને ઉદ્દિષ્ટ ઉપર્યુક્ત શ્લોકનું ભાવસૌન્દર્ય વિલોકીએ.

પ્રસ્તુત સ્તોત્રમાં કવિએ માયાના સંદર્ભમાં આત્મસ્વરૂપ એવા દક્ષિણામૂર્તિનું દેવગુરુ તરીકે પ્રણમનસ્તવન કરેલું છે. તેમાંનો અહીં આપેલો ચોથો શ્લોક, આરાધ્ય ભાવને એક દૃષ્ટાંત અલંકારના કાવ્યાકર્ષક કલ્પન વડે તેમણે રુચિર ને ચિત્તાકર્ષક બનાવેલો છે. દક્ષિણામૂર્તિ મહાદેવના તેજોજ્જ્વલ વ્યક્તિત્વને પ્રકાશિત કર્યું છે. એ દૃષ્ટાંત શેનું છે? છિદ્રો કોરેલા ગરબાનું અને તેની માંહ્યલા દીવાનું.

પ્રથમ બે પંક્તિનો ભાવાર્થ જોઈએ. આ આદ્ય ગુરુના જ્ઞાનસભર વ્યક્તિત્વની આંતર આભા કેટલી બધી પ્રોજ્જ્વલ છે! કે તે અછતી રહેતી નથી. જે તેનાં ચક્ષુ વગેરે જ્ઞાનેન્દ્રિય દ્વારા ઝબકયા કરે છે. કોની જેમ? જેમ ગરબાનો ગર્ભદીપ ઝળહળીને, છિદ્રો દ્વારા બહાર પ્રકાશ ફેંકે તેમ. આ દૃષ્ટાંત પાછળનું તથ્ય માનવસ્વભાવદૃષ્ટિએ યથાર્થ જણાશે. મનુષ્યને સાંપડેલી ચેતના તે દૈવી વરદાન છે; તે કોઈ ને કોઈ રીતે તેનાં વાણીવર્તનમાં પ્રગટ થયા વિના રહેતી નથી. તો આ તો સાક્ષાત્ દેવની ચેતનાનો તેજોંશ છે. એ આંતરદીપ પોતાની પ્રતીતિ આપ્યા વિના કેમ રહે? અહીં દેવનું આ સ્વરૂપ માનવતુલનાથી બતાવાયું છે. દક્ષિણામૂર્તિના કથાનકમાં — આપણે જોયું તેમ — મહાદેવે સનત્કુમાર સાથેની વિશિષ્ટ ઘટનામાં પોતાની ગુરુચેતનાની પ્રતીતિ આપવાની જ છે. જે મહાદેવે બજાવેલી છે; આ ઘટનાની જાણથી, પ્રસ્તુત દૃષ્ટાંત ભાવપ્રકાશિત બને છે. મહાદેવની દિવ્ય ચેતનાને કારણે તેમની ગુરુપાત્રતા પ્રત્યક્ષ બને છે.

હવે પછીની બે પંક્તિઓનો ભાવાર્થ જાણીએ : તે પણ દક્ષિણામૂર્તિ દેવની જ્ઞાનચેતના અને ગુરુપાત્રતા પ્રત્યક્ષ કરાવે છે. ગુરુ

પોતાની દૃષ્ટિથી શિષ્યની જોવાની શક્તિ જગાડે છે. એટલું જ નહિ, એ જાગેલી જ્ઞાનદૃષ્ટિ વિશે તેને 'હું જાણું છું' એવી આત્મશ્રદ્ધા પ્રેરે છે. અહીં ખૂબી એ છે કે દક્ષિણામૂર્તિ સંબંધે ગુરુ અને દેવ — એવા બેવડા ભાવે અર્થ યોજી શકાય છે; અને એ રીતે દેવત્વની ગુરુતા – મહત્તા – ગૌરવ સ્થાપી શકાય છે. જીવમાત્રને પિંડે અને બ્રહ્માંડે બ્રહ્મનો — તેની દિવ્ય ચેતનાનો જે સાક્ષાત્કાર થઈ શકે છે તે પરમાત્માપ્રેરિત જ છે. એટલું જ નહિ જીવને લાધેલી તે જ્ઞાનશ્રદ્ધા કે 'હું જાણું છું' તેયે પરમાત્માને આભારી છે. એવા સર્વેશ અને સર્વજ્ઞ પરમાત્મા સર્વપ્રકાશમાન છે, તે તેમના દક્ષિણામૂર્તિ ગુરુસ્વરૂપને કવિ નમનનો અર્ઘ્ય ધરે છે.

આમ આ શ્લોકમાં ગુરુવિભૂતિનું ત્રણ પેરે દર્શન છે: ૧. દક્ષિણામૂર્તિનો સ્વયં આંતરબાહ્ય ચેતનાપ્રકાશ. ૨. તે ચેતનાનું જીવને તેના અંતરાત્મારૂપે ધરેલું દૃષ્ટિદાન. ૩. જીવને તે ચેતના વિશેની જ્ઞાનશ્રદ્ધા. આ કારણે દેવ દક્ષિણામૂર્તિ ગુરુસત્તમ છે. ગુરુઓના પણ ગુરુ છે: કવિ તે ભાવે તેમને વંદન કરે છે. વંદનનો આ ભાવ, દશેય શ્લોકની ચોથી — અંતિમ પંક્તિમાં ફરી ફરી ઘૂંટયો છે. આ વંદનભાવ ગુરુના ગૌરવભાવની એક સમ-પ્રમાણતા (*symmetry*) સાધે છે. આમ તો આ વેદાંતસ્તોત્ર છે, જેમાં જીવજગતના સંદર્ભમાં બ્રહ્મનું કેવલરૂપ, તેનું ગુરુ દ્વારા જ્ઞાન વગેરે વ્યક્ત છે, સાથે સાથે સ્તોત્રને અનુરૂપ ગુરુભક્તિભાવનો સૂરેય સાદ્યંત સંભળાતો રહે છે.

હિંદુ ધર્મમાં ગુરુભાવનાનો આદર્શ બહુ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. અહીં મહાદેવને આરોપેલું ગુરુપદ તે તેનો સંકેત છે: તેના દેવ તરીકેના સર્વજ્ઞપણાનોયે સંકેત છે. આપણે ઈશ્વર, ગુરુ અને આત્માને એકરૂપે જોયેલા છે. જુઓ શંકરાચાર્યના જ 'નિર્ગુણ-માનસપૂજા'ના શ્લોકોમાંના એક શ્લોકની પ્રથમ પંક્તિ:

ઈશ્વરો ગુરુરાત્મેતિ ભેદત્રયવિવર્જિતેઃ। શ્લો. ૧૧

ઈશ્વર, ગુરુ અને આત્મા — એ ત્રણેનો ભેદ છે જ નહિ. એવી આસ્તિકતાના સ્વીકારમાંથી જ આપણે ત્યાં ગુરુપરંપરાનું મહત્ત્વ સ્વીકારાયું. 'આચાર્ય દેવો ભવ'ની ભાવના પણ તેવો જ મહિમા છે. આ શ્લોક તે ભાવનાને દઢાવે છે. વળી ઉપર્યુક્ત તેની બેવડી ભાવધારા તથા યોજેલું દષ્ટાન્ત સાદૃશ્ય સુંદર છે. અત્રે નિરૂપણથી દેવ અને ગુરુને એકાકાર કરી, બંનેની અભેદપૂજાનો સંકેત આપણી ધર્મભાવનાને કેટલો સુસંગત છે, તે પ્રત્યક્ષ કરાવે છે.

શ્લોકનો છંદ છે શાર્દૂલવિક્રીડિત, જે શ્લોકના ભાવમંગલને અનુસરતો છે.

૨૧-૧-'૭૯

# અમને વિપત્તિ આપો

વિપદઃ સન્તુ નઃ શશ્વત્ તત્ર તત્ર જગદ્‌ગુરો ।
ભવતો દર્શનં યત્ સ્યાત્ અપુનર્ભવદર્શનમ્ ॥

શ્રીમદ્ ભાગવત, પ્રથમ સ્કન્ધ, અ. ૮, શ્લો. ૭

અર્થ :

હે જગદ્‌ગુરુ ! અમને નિરંતર વિપત્તિઓ હજો. (કારણ) ત્યાં ત્યાં અમને આપનું દર્શન થાય છે, જેથી ફરીને આ ભવનું દર્શન કરવાપણું રહેતું નથી.

શ્રીમદ્ ભાગવત અનેક સ્તુતિઓનાં રસબિંદુઓનું ભક્તિ-રસાયણ છે. કૃષ્ણલીલામૃતથી ધરવી દેતા એ ગ્રંથમાં ભક્તિનું એક એવું આર્જવ છે, જેમાંથી અર્કસમી સ્તુતિઓ ઝમી જાય છે. ભક્તિ એટલે જ આર્જવપૂર્વકની આર્દ્રતા. અહીં એ આર્જવ, એના ઉભય અર્થનું છે: ૧. ઋજુતા કિંવા સરલતા. ૨. વિનંતી કિંવા અરજી. વિનંતીમાં, વશિત્વ — શરણાગતિ અને નમ્રતા — પ્રણિપાત જેવા પરસ્પર સંબંધિત ભાવોનો સામાન્યપણે સમાવેશ છે. કારણ વિનંતી પાછળ ઋજુતા છે. જે ઋજુ હોય કે બને, તેને નમ્રતા— વિનંતી શક્ય હોય. આમ, આર્જવ, બંને અર્થથી સંબંધિત છે.

સ્તુતિના આ શ્લોકમાં, ઉપર્યુક્ત ભક્તિ એના પાત્રગત સંદર્ભથી અદકેરી ભાવ-ઘેરી બની છે. શ્લોકનાં ઉદ્ગાતા છે, પાંડવજનેતા કુંતાજી. જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ પાંડવોને વિજય અપાવી, ઉત્તરાના ગર્ભની રક્ષા કરી, પોતાનું કાર્ય પૂરું થયું લેખી, તેમની રાજધાની દ્વારિકા ભણી પ્રસ્થાન કરવા વિદાય લઈ રહ્યા છે ત્યારે બાંધવવિરહિત કુંતાજી આ સ્તુતિ ભણે છે. કૃષ્ણ છે કુંતાજીના ભીડભંજક સ્વજન અને સંબંધનાતે પિતરાઇ પણ.

શ્લોકથી સૂચવાય છે તેમ આ પૂર્વે, શ્રીકૃષ્ણ કુંતાકુલનું તમામ પ્રસંગે કુશલક્ષેમ કરી ચૂકેલા છે; જેનો નિશ્ચિત ઉલ્લેખ આગળના છઠ્ઠા શ્લોકમાં છે. તેમાં કૌરવ-પક્ષેથી પાંડવો પ્રતિ દ્વેષપૂર્વક દેવાયેલાં દુ:ખોની યાદી છે; સંકટવિમોચન હરિએ તે તે વિટંબણામાંથી તેમને ઉગાર્યાંની, કુંતીએ કૃતજ્ઞભાવે કરેલી સ્તુતિ છે.

આ સંકટના પ્રસંગો મહાભારતના હોઈ, વિદિત છે. ઝેરી લાડુ ને સર્પ, લાક્ષાગૃહદહન, હિડિંબ વગેરે રાક્ષસોનો ત્રાસ, દ્રૌપદી-વસ્ત્રહરણ, વનવાસગુપ્તવાસ, અશ્વત્થામાએ છોડેલું બ્રહ્માસ્ત્ર અને અન્ય યુદ્ધો વગેરે વિપત્તિઓમાંથી ભગવાને પૃથાપુત્રોની રક્ષા કરી હતી. નોધારાંનો આધાર બની, સદા સાહાય્ય કરી તેમની પડખે રહ્યા હતા.

આવી કપરી વેળાએ પ્રભુનો પરમ આધાર મળ્યાથી, પાંડવમાતા ભક્તિ-ગદ્‌ગદ બને, તેમાં નવાઈ શી? કારણ, કુંતાજી છે કરુણતા અને કરુણાભરી માતા. આસ્તિકતા, નમ્રતા અને વાત્સલ્ય તેમના વ્યક્તિત્વમાંથી ઝરપે છે. પાંડવ-કૌરવ-યુદ્ધ કારણે જીવનનાં દોહ્યલાં દુઃખોનો ને દૈન્યનો તેમને આકંઠ સ્વાદ મળેલો છે. તેમાંથી જન્મતી ઊંડી સમજ અને નિર્વેદમાંથી જન્મતી નમ્રતા તેઓ પામ્યાં છે. આ નિર્વેદ પણ કેવો? સંસારની ક્લેશકરતાના નિશ્ચિત જ્ઞાનવાળો. એ દૃષ્ટિએ આ દુઃખોનું શિક્ષામૂલ્યેય છે: શિક્ષારૂપે દુઃખનો દંડ વેઠ્યો છે; બોધમૂલ્યોનો લાભ પણ મળેલો છે. એ રીતે જોતાં, કૃષ્ણનું 'જગદ્‌ગુરો' સંબોધન કેટલું બધું સાર્થ છે! દુઃખ પ્રભુની કઠોર કરુણાની દેણગીરૂપ, કસોટીરૂપ બનીને પ્રભુનું સાન્નિધ્ય બનીને આવેલું છે. એથી, આપત્તિનો ઉગાર પ્રભુથી જ સંભવિત, એવી શ્રદ્ધા સહિતની આશ્વાસક પ્રતીતિ ઉદ્‌ભવે છે.

વિપત્તિનો આ મહિમા સમજાયાથી કુંતાજી અન્ય શ્લોકમાં પ્રભુથી વિદૂર કરનારાં ભૌતિક સુખો તે ઉચ્ચકુલજન્મ, સત્તા, વિદ્યા અને સંપત્તિનો નિષેધ કથે છે. એ બધાં મનુષ્યને મદ ચડાવે છે. એથી વ્યવહાર-જગત પણ માનવસ્વભાવનું સત્ય તારવતાં કહેવત ધરે છે, 'સુખે સાંભરે સોની ને દુઃખે સાંભરે રામ.' આપત્તિથી જ ઈશ્વરસ્મરણ સૂઝે છે; પણ આસ્તિક જીવો તો આપત્તિને પ્રભુયોજના તરીકે સ્વીકારે છે: એથી સહન કરવાનું તપોબળ ઊંડી ઈશ્વરશ્રદ્ધાથી કેળવાય છે. એવા ભક્તજીવ માટે તો ખરું પૂછો તો,

**વિપદો નૈવ વિપદઃ સંપદો નૈવ સંપદઃ ।**
**વિપદ્ વિસ્મરણં વિષ્ણોઃ સંપત્ નારાયણસ્મૃતિઃ ॥**

અર્થાત્ વિપત્તિ એ વિપત્તિ નથી, સંપત્તિ એ સંપત્તિ નથી; ભગવાનનું વિસ્મરણ એ જ વિપત્તિ છે, ભગવાનનું સ્મરણ એ જ સંપત્તિ છે.

વળી વ્યવહાર-જગતમાં વિપત્તિનું શિક્ષણમૂલ્ય તે અનુભવજ્ઞાન

લેખ્યું છે : તેથી તેના મુકાબલાનું બળ કેળવવા આપણે ત્યાંની એક રૂઢોક્તિયે સાંભળી છે : 'વિપતડી ! પડ પડ, તો કે સદાવડી.'

સામે ચાલીને વિપત્તિ કોઈ વહોરે ખરું ? એ પ્રશ્ન છે. કાં મહત્ત્વાકાંક્ષી માણસ, કાં ભક્ત. એ રૂએ વ્યવહાર-જગતમાં વિપત્તિ વહોરવામાં ક્યારેક અહમનો અંશ પણ હોઈ શકે. આત્મપીડન પાછળ અહમ્‌નો અંશ માનસશાસ્ત્રે માનેલો છે. એવું અહમ્ બે પ્રકારનું હોય : અધોમાર્ગી ને સાત્ત્વિક. ઉચ્ચ જીવના સાત્ત્વિક અહમ્‌ને ધર્મે માન્ય રાખેલું છે. એથી એનું પોતાનું ઊર્ધ્વીકરણ થાય છે. તો અન્ય પક્ષે માનવસમુદાયનેય તેનો લાભ છે. વિવિધ સંપ્રદાયના ધર્માચાર્યો અને લોકહિતેષીઓ સાત્ત્વિક અહમ્‌થી પ્રેરાઈને કરુણા અને કલ્યાણબુદ્ધિથી પરાર્થે પ્રવૃત્તિ કરતા હોય છે.

પણ કુંતાજીની બાબત તો જુદેરી જ છે; એમની વિપત્તિ-યાચનામાં અભિમાનનો કોઈ અંશ નથી. એમનું અહમ જ ઓગળી — વિગલિત થઈ ગયું છે. વેદનામાંથી સમજ અને નમ્રતામાંથી પાક પામી એક એવી હૃદયપ્રક્રિયા થયેલી છે કે જેમાંથી ભક્તિની ભીનાશ પ્રગટેલી છે. જ્ઞાનથી સંસારની અસારતાની લાગણીનો નકારાત્મક લાભ થયો છે : ભક્તિથી શરણ્ય એવા પ્રભુની શરણાગતિ, એ તેમને અનન્ય ઉપાય લાગે છે : જે ભાવાત્મક લાભ છે. એટલે જ કુંતાજી વ્યવહાર-જગતમાં વિરલ લેખાય, એમ સામે ચાલીને વિપત્તિ માગે છે.

કુંતાજીમાં ઉદ્‌ભવેલ આ અસારતા ને શરણાગતિનો ભાવ મહાભારત-યુદ્ધ-સંગ્રામમાંથી તત્કાળ નીપજતો, તો તેમના પોતાના આખાયે જીવનની વક્રતામાંથી ચિરકાળ રૂપે પરિણમતો નીગળે છે. જીવન તેમની કને વિધાતાનાં વરદાન અને શાપ બંને લઈને આવેલું છે. અનૌરસ પ્રતાપી પુત્ર કર્ણના પ્રક્ષોભયુક્ત જન્મજીવનમૃત્યુની ગર્ભિત વેદના, પતિ પાંડુને મળેલો શાપ અને વૈધવ્યપરિણામ તેમણે વેઠેલાં છે; કૌરવો સાથેના સંઘર્ષને લીધે પાંડવોએ વેઠેલી

પારાવાર હાલાકીથી તે સિઝાયાં છે; પાંડવ-કૌરવના અણબનાવના ગાળામાં, પતિના જ્યેષ્ઠ બંધુ દ્વેષી ધૃતરાષ્ટ્રના પરિવાર જોડે હસ્તિનાપુર રહેવાનું હોય છે ત્યારે તેમની અને પુત્રો વચ્ચે વહેરાવાની દુર્દશા તેમણે ભોગવેલી છે; મહાભારતની ખાનાખરાબીનું દુર્ભગ પરિણામ — ખાસ કરીને દ્રૌપદીના પાંચે પુત્રો હોમાયાનો કારી ઘા તેમણે ખમેલો છે.

આમ કુંતાજીના જીવનપ્રસંગો જોવા જઈએ તો તેમના જીવનમાં વિશેષ શું હતું? કૃષ્ણે તેમનું પરિવારસહ કરેલું રક્ષણ, કે બીજું કંઈ? આટલાં અનર્ગલ દુ:ખોમાં સુખનો કયો સ્વાદ? કયું આશ્વાસન? કઈ શાન્તિ? કૃષ્ણાશ્રય જ ને? આ હકીકતો સહજપણે કુંતાજીના હૃદયમાં જીવિતની અસારતાની સમજ દઢાવે છે; તેના પર અસવાર થતો ભગવાનની અનન્યતાનો, ભક્તિનો ભાવ વિરાજે છે. એથી જ કુંતાજીનો આ સ્તુતિશ્લોક ભકિતરસાયણના રસબિંદુ સમો છે.

૨૧-૮-'૭૪

# આર્જવી ભક્તિ

અજાતપક્ષા ઇવ માતરં ખગાઃ
સ્તન્યં યથા વત્સતરાઃ ક્ષુધાર્તાઃ ।
પ્રિયં પ્રિયેવ વ્યુષિતં વિષણ્ણાઃ
મનોઽરવિન્દાક્ષ દિદૃક્ષતે ત્વામ્ ।।

શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૬, અ. ૧૧, શ્લો. ૨૬

અર્થ:

પંખીનાં પાંખ વિનાનાં બચ્ચાં જેમ માને જોવા વલખે, ભૂખ્યાં વાછરું જેમ માના ધાવણને તલખે, વિષાદભરી પ્રિયા વિદેશ ગયેલા પ્રિયતમને ઝંખે, તેમ હે કમલનયન! મારું મન તમારું દર્શન ઝંખે છે.

ભાગવતનો આ આર્જવી ભક્તિનો શ્લોક છે; જે ભાવદષ્ટિએ સરલ સુંદર છે. વૃત્ર નામના અસુરની એ ઉદ્‌ગારવાણી છે. ઇન્દ્ર સાથેના યુદ્ધમાં વૃત્રાસુર હણાયો, ત્યારે મૃત્યુ પૂર્વે, પ્રભુ પ્રત્યેની તેની આર્દ્ર ભકિત આ પ્રમાણે વહી હતી. વૃત્રાસુરનું કથાનક આ મુજબ છે :

એક વેળા ઇન્દ્રે પોતાના ગુરુ બૃહસ્પતિનું અપમાન કર્યું, એથી બૃહસ્પતિ તેની પાસેથી ચાલી ગયા. ઇન્દ્રને પસ્તાવો થયો; તે બ્રહ્મા પાસે ગયા. પોતાની ભૂલ કબૂલી : સલાહ માગી; બ્રહ્મા વદ્યા : 'વિશ્વરૂપ નામના ઋષિને ગુરુ કરો.' ઇન્દ્રે જઈ પ્રાર્થના કરી : એટલે વિશ્વરૂપે પુરોહિતપદનો સ્વીકાર કર્યો; અને યજ્ઞકર્તવ્ય આચરવા માંડયું. પણ, દેવો માટેના એ યજ્ઞમાં વિશ્વરૂપે દેવ સાથે દાનવનેયે હવિષ્ય અર્પવા માંડયું. કારણ, વિશ્વરૂપ સુર પિતા પણ અસુર માતાનું સંતાન હતા. ઇન્દ્રે આ જોઈ, શિક્ષા કરી : વિશ્વરૂપનાં ત્રણે મસ્તકો છેદી નાખ્યાં. વિશ્વરૂપના પિતા ત્વષ્ટાએ એનો બદલો લેવા યોજના કરી. ઇન્દ્રને હણનાર પુરુષ ઉત્પન્ન કરવા યજ્ઞ આરંભ્યો. આ યજ્ઞમાં બ્રાહ્મણોએ મંત્ર ભણતાં એક શબ્દના ઉચ્ચારણમાં અમુક સ્થાને સ્વરભાર (accent) મૂકવામાં ભૂલ કરી; જેથી ઇન્દ્રને હણનાર શત્રુને બદલે ઇન્દ્રથી હણાનાર શત્રુ એવો મંત્રનો વિપરીત અર્થ નીપજ્યો. હવે મંત્રવાણીનો પ્રભાવ નિષ્ફળ તો કેમ જાય ? સ્વરભારની આ ચૂકને કારણે ત્વષ્ટાનો હેતુ માર્યો ગયો, અને જન્મ્યો વૃત્રાસુર : જેને યુદ્ધમાં ઇન્દ્રે હણી નાખ્યો. તે વૃત્રાસુર મરતા પહેલાં તેના અસુરત્વના લોપરૂપે આ શ્લોકવાણી વદ્યો હતો.

આમ, સુર-અસુર-સંઘર્ષ, પરિણામે અસુરસંહાર, મૃત્યુપૂર્વે અસુરની ભક્તિપૂર્વકની શરણ્યતા, અને અસુર અવતારની પૂર્ણાહુતિ —આ છે, આપણાં ધર્મકાવ્યોનાં કથાનકોનાં રૂઢ—પ્રચલિત કથાઘટક (motif)અંશો. કોઈ પણ અસુરનું જેટલું અસુરત્વ તેટલા તેના ચિત્તના વિપરીત ભાવરૂપે પ્રગટતો દ્વેષ; તેટલો જ વળી પ્રત્યાઘાત તરીકે પ્રગટતો તીવ્ર ભક્તિભાવ; તેની શરણ્યતા અને દિવ્ય અંશના સાક્ષાત્કારની

વૃત્તિ અહીં તે વૃત્રાસુરની દર્શનાતુરતા તરીકે ઉચ્ચારણ પામી છે. આ પ્રકારનું માનસલક્ષણ આવાં કથાનકોમાં કળાય છે.

આ શ્લોકમાં હાર્યાહણાયા પ્રસંગની વૃત્રાસુરની મનોદશા વ્યક્ત થયેલી છે; પ્રભુવિહોણી પોતાની જાતની દીનતાનું તેમાં ગોપિત દુઃખ છે. પ્રભુની અનિવાર્ય આવશ્યકતાની લાગણીમાંથી જન્મતી ભક્તિ-વૃત્રાસુરની વાણીમાં ભરેલી છે. આ આવશ્યકતા દર્શનયાચનાના સૂરમાં વૃત્રાસુર નિવેદિત કરે છે. વૃત્રાસુરની અસાહાય્યતા, લાચારી અને અધીનતામાંથી જે તાલાવેલી જન્મે છે, તે છે તેની દર્શનઝંખના.

શ્લોકની એક પછી એક આવતી પ્રથમ ત્રણ પંક્તિઓમાં, વૃત્રાસુરની અસાહાય્યતા વગેરે મનોભાવો, ત્રણ દૃષ્ટાંત અલંકારો દ્વારા આકાર પામે છે. ચોથી પંક્તિમાં વૃત્રાસુર વ્યાકુલ વિનંતીના સૂરમાં પોતાની ભક્તિ મંતવ્યરૂપે રજૂ કરે છે.

વૃત્રાસુરે ધરેલાં ત્રણે દૃષ્ટાંતો ભાવસચોટ છે. તેની સ્વયં સાહજિકતા જ ઘણી અસરકારક છે. પહેલી પંક્તિનું દૃષ્ટાંત પંખીસૃષ્ટિનું છે. તે છે પાંખ વિનાના પંખીબાળનું. જે જન્મીને હજુ માળો છૂટું પડ્યું નથી અને તેથી માનું સાન્નિધ્ય તે હરઘડી માગે છે; એથી જ તે મા વિના અસાહાય્ય છે. જીવસૃષ્ટિમાં — અહીં પંખી-જગતમાં, જીવન ટકાવી રાખવા માટે માની મૂળભૂત જરૂરત લેખાઈ છે. પાંખ વિનાના પંખીબાળને પડખે લઈ સેવવામાં, તેની ચાંચમાં ચણ પૂરવામાં કે જલ ટોવામાં અને ધીમે ધીમે ઝાલીને તેને ઊડતાં શીખવવામાં માની સાહાય્ય અનિવાર્ય છે. તે વિના, તે નથી ઊછરી શકતું, નથી ઊડી શકતું. તે પ્રમાણે જીવમાત્રને પાલવનાર અને પ્રેરનાર પ્રભુની મૂળભૂત ઉપકારકતાનો શ્લોકમાં સ્વીકાર છે. મરતાં પહેલાં, વૃત્રાસુર એવા પાલનહાર પ્રભુની કરુણા યાચે છે.

બીજી પંક્તિના દૃષ્ટાંતમાં લાચાર પરિસ્થિતિનું ચિત્ર છે. કવિ તરતના જન્મેલા વાછડાનું પ્રાણીસૃષ્ટિમાંથી ઉદાહરણ ધરે છે. જેનું જીવિત જ માનું દૂધ છે, તે ભૂખ્યા વાછરુની લાચારી કવિ દર્શાવે છે.

સર્વસમર્થ ભગવાન જ જીવનું સર્વસ્વ છે; એ સમજનો ઉદય વૃત્રાસુરમાં થતાં તે સત્યને તે પ્રમાણે છે. તેને આજ લગી તેનું ઓસાણ જ ક્યાં હતું ? અને તેથી ને તે જ તો હતી તેની આસુરી વૃત્તિ.

ઉપરનાં બન્ને દૃષ્ટાંતો અબૂઝ જીવસૃષ્ટિનાં છે. તો ત્રીજું છે, સબૂઝ-સચેત માનવસૃષ્ટિનું; જે પણ પ્રભુને જ અધીન છે. આ કહેવા માટે કવિ ત્રીજી પંક્તિમાં બે પ્રેમીનું ઉદાહરણ ધરે છે. તેમાં ચિત્ર છે પ્રોષિતભર્તૃકા નારીનું. વિદેશ સેવતા પ્રિયનો વિરહ તેને વિષાદથી ઘેરી વળે છે; કારણ તેનું હૃદય તેને અધીન નથી; પ્રિયતમને કરેલું પ્રેમાર્પણ, એ જ એ નારીની વિવશતા છે. એટલે જ અતીવ છે એની આરત.

આ દૃષ્ટાંતોમાં અભિવ્યક્ત અસાહાય્યતા વગેરે ભાવોથી દીન બનેલો વૃત્રાસુર, મરતા પહેલાં વિષ્ણુને પેખણે વલવલે છે. પ્રભુને ઝૂરતો એ જીવ છે.

એવા ભગવાનનું મૂર્ત સ્વરૂપ, વૃત્રાસુરને કયે સ્વરૂપે અભીષ્ટ છે ? તેનો ઉલ્લેખ છે, ચોથી પંક્તિના સંબોધનમાં. 'અરવિન્દાક્ષ' એ સંબોધનનો અર્થ છે કમલનયન. અહીં વિષ્ણુને તેમના એ લક્ષણ-વાચક નામ(epithet)થી સંબોધેલ છે. જે ભાવદૃષ્ટિએ કેટલું યથાર્થ છે! ગુજરાતીમાં તેનો 'કમલનયન' અનુવાદ કર્યો છે. કારણ તે સર-લાર્થ છે. પણ 'અરવિન્દાક્ષ' કહેવામાં વિશેષ ભાવબોધ છે. કમલનયન કહેવામાં પ્રભુના સૌન્દર્યનો બોધ છે; પણ પ્રભુનાં નયન અરવિન્દ એટલે દિવસના કમળ સમાન સુંદર અને તેજસ્વી છે; વળી 'અક્ષ' એટલે આંખના એ પર્યાયવાચક શબ્દના અનેક સંદર્ભાર્થોને લક્ષમાં લઈએ, તો વિશેષ ભાવબોધ શક્ય છે. એ શબ્દથી વ્યક્ત પ્રભુની વેધકપણે નિહાળનારી એવી દિવ્યદૃષ્ટિની કરુણાનો લાભ પણ વૃત્રાસુરને અપેક્ષિત છે; પોતે જ તેમનું દર્શન કરે, એટલું તેને — ભક્તને પૂરતું નથી, ન જ હોય; જેની દૃષ્ટિના એક પ્રેક્ષણ માત્રથી, જીવ ધન્યધન્ય

થઈ જાય, તેવું ભગવાનનું દર્શન અહીં વૃત્રાસુર ઝંખે છે. અને તે પંક્તિથી પંક્તિઓના દષ્ટાંત અલંકારો વડે ઊભરાઈ જઈને, વળી વળીને આર્જવ ભાવે વાંછે છે.

જાણે વૃત્રાસુરની આ આર્જવી વાણીમાં જ તેના ઉદ્ધારનો સંકેત ન હોય!

૪-૨-'૭૮

# આર્દ્રભાવે સમર્પણ

વાણી ગુણાનુકથને શ્રવણૌ કથાયામ્
હસ્તૌ ચ કર્મસુ મનસ્તવ પાદયોર્નઃ ।
સ્મૃત્યાં શિરસ્તવનિવાસજગત્ પ્રણામે
દૃષ્ટિઃ સતાં દર્શનેઽસ્તુ ભવત્ તનૂનામ્ ॥

શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૧૦, અ. ૧૦, શ્લો. ૩૮

અર્થ:

(હે પ્રભુ) અમારી (બન્નેની) વાણી આપના ગુણોના કથનમાં, કાન આપની કથાના શ્રવણમાં, હાથ આપના સેવાકાર્યમાં, મન આપનાં ચરણના સ્મરણમાં, શિર આપના નિવાસરૂપ એવા જગતના પ્રણામમાં તથા દૃષ્ટિ આપનાં ભૌતિક સ્વરૂપો જેવા સંતોનું દર્શન કરવામાં લાગી રહો.

આ સ્તુતિશ્લોક ભાગવતમાં શ્રીકૃષ્ણની બાળલીલાવર્ણનપ્રસંગે ઉચ્ચારાયેલો છે. સ્તુતિ કરનાર છે, બે કુબેરપુત્રો— નળકુબેર અને મણિ-ગ્રીવ. પણ શા માટે આ સ્તુતિમાં આટલું આર્દ્રભાવે ને વળી સમર્પણ-ભાવે આર્જવ વહી રહ્યું છે? શું યક્ષપુત્રોના અવતારપલટાએ પ્રેરેલો હૃદયપલટો છે? તે સમજવા કથાપ્રસંગ જોઈએ.

લોકપાલ કુબેર તે રુદ્રના અનુચર. તેથી ભારે ગર્વિષ્ઠ. તેના બન્ને પુત્રો પણ ઉન્મત્ત હતા. એક વાર કૈલાસગિરિના સુંદર ઉપવનમાં ગંગાકાંઠે, આ પુત્રો મદાંધ અને મદિરામત્ત બની સ્ત્રીઓ સંગે વિહરવા લાગ્યા; નિર્વસ્ત્ર ક્રીડા કરવા લાગ્યા. એવામાં થયું નારદનું આગમન. તેમને જોઈ સ્ત્રીઓએ પોતાની લજ્જા ઢાંકી — આમન્યા રાખી. પણ યક્ષકુમારો! તે તો નિર્મર્યાદ જ રહ્યા. નારદે તેમના પર અનુગ્રહ — કૃપા કરવા શાપ આપ્યો. શાપ આપી તેમને સદંતર નાશમાંથી બચાવી લીધા; આમ કહીને: "તમે મદભરેલા અજિતેન્દ્રિય છો. નગ્નપણાની શરમ તમે અવગણી છે. તેથી તમે વૃક્ષનો અવતાર પામશો. વૃક્ષો પોતે નગ્ન — ઉઘાડાં છે એવું જાણતાં-સમજતાં સુધ્ધાં નથી: તેથી તેઓ સ્થાવરપણાને — જડતાને પામ્યાં છે. તેવી સ્થાવરતાની દશા તમે પામશો— અર્હથઃ સ્થાવરતામ્ ।"

આ શાપથી કકળી ઊઠેલા યક્ષકુમારોને નારદે શાપનું નિવારણ પણ જણાવ્યું: "મારી કૃપાથી તમોને તમારી વૃક્ષસ્થિતિમાં પણ પૂર્વાવતારના દુષ્કૃત્યનું નિત્યસ્મરણ રહેશે. અગણિત વર્ષો બાદ તમારો ઉદ્ધાર શ્રીકૃષ્ણ ભગવાનથી થતાં, તેમનાં દર્શને તમે પાછા દેવ બનશો."

નારદે આમ શાપ દ્વારા એક જન્મ પૂરતી શિક્ષા કરી. યુગલ યક્ષપુત્રો કૃષ્ણાવતારકાળે યમલાર્જુન વૃક્ષો એટલે કે આંજણિયા રૂપે ઊગ્યાં. અને તેય નંદજશોદાના આંગણાનાં વૃક્ષરૂપે. તે કાળે ભગવાન બાલકૃષ્ણે ગોપીઓનું માખણ ચોરીને ખાધું. ગોપીએ જશોદાને રાવ કરી. માતા જશોદાએ કૃષ્ણને શિક્ષા કરવા ઊખળ — ખાંડણિયા સાથે

દોરડે બાંધ્યા. તેમના તોફાનથી માતા વાજ આવી ગયાં. તેમને શિક્ષા કરવા ધાયાં. તો કૃષ્ણ રીખતાં રીખતાં દોડે આગળ : માતા પાછળ. ત્યારે કૃષ્ણ દોરડાસોતા ખાંડણિયાસોતા રીખતાં રીખતાં પેલાં બે વૃક્ષો વચ્ચેથી નીકળ્યા. ખાંડણિયો આડો થતાં, બે વૃક્ષો વચ્ચે સલવાયો. તેને બહાર કાઢવા, કૃષ્ણે તેને બળપૂર્વક આંચકો માર્યો. તે સાથે બન્ને વૃક્ષો સમૂળાં ઊખડ્યાં. તેને સ્થાને બન્ને યક્ષકુમારો સ્વ-રૂપમાં પ્રગટ થયા; બાલકૃષ્ણની લીલાથી શાપમુક્ત થયા. હાથ જોડી ઊભા રહ્યા. તે પ્રસંગની તેમની સ્તુતિના દસ શ્લોકોમાંનો આ અંતિમ શ્લોક છે.

આ પ્રમાણે છે, યક્ષપુત્રોને નારદનો શાપ અને તેની વિરતિનું વિધાન.

આ શ્લોક ભક્તિભાવથી નીંગળતો છે : તેની ભાવાર્દ્રતા પ્રભાવક છે. સહેતુક છે. ધનરક્ષક કુબેરના સુખી કુળમાં જન્મેલ આ કુમારોનું ઉન્મત્તપણું સમજાય છે. તે વૈભવને કારણે; અને એ ચડિયાતા કુળના જન્મને કારણે જ શાપવેદનાની અધિકતા પણ શક્ય બને છે. આ કથામાં વેદનાનું — પસ્તાવાનું તત્ત્વ એક આખા જન્મારા સુધી પ્રલંબાય છે. અને તે પણ હીન કક્ષાના જન્મના લાંછન સાથે સંકળાયેલ છે. ત્યાર બાદ તેમને શાપમુક્તિ સાંપડી છે. આવી સુદીર્ઘ સ્મૃતિવેદના તેમના પૂર્વાવતારની દેવસ્થિતિ અર્થે આવશ્યક છે. કારણ દેવત્વનું પદ અને દૂષણ બન્ને અસંગત છે. નહિતર આજની જ પરિસ્થિતિ સરજાય! જેટલું ઊંડું અને લાંબા સમયનું પ્રાયશ્ચિત્ત અને દંડસહન, તેટલો તેમને દેવાવતારનો પુનઃ લાભ, એ ગણના સ્પષ્ટ છે.

આમ હીનજન્મથી પ્રગટતી લાચાર વ્યથા અને તેમાંથી પ્રગટતી દોષનિવારણઇચ્છા અત્રે છે. એથી આ યક્ષપુત્રો માટે સ્થળ અને કાળપરિવેષ્ટિત એવો ઉગ્ર દંડ શાપ પાછળ રહેલો છે. તેમાંથી જ ઈશ્વરપ્રણિધાનની — ભક્તિની — સ્તુતિની આવી તીવ્રતા પરિણમી શકે. આ શ્લોકની ભાવાર્દ્રતા એ ઘટનામાંથી ફલિત છે. અને એ જ ઘટના

યક્ષપુત્રોને સર્વભાવે અને સર્વપ્રકારે પ્રભુસમર્પણની અનન્ય યાચના પ્રતિ દોરી લઈ જાય છે.

કવિએ અત્રે વાણી, હાથ વગેરે વડે કર્મેન્દ્રિયોને કથી છે: શ્રવણ, દૃષ્ટિ વગેરે વડે જ્ઞાનેન્દ્રિયોને. આ ઇન્દ્રિયો વડે જે ચેતના જગતવ્યવહારમાં પ્રયોજાય છે તે ને તે જ, પ્રભુ પ્રતિ યોજવાની આ યક્ષકુમારોની ભાવના છે: ઊર્ધ્વીકરણની અભિલાષા છે. તીવ્ર યાતના — તીવ્રપણે સાંપડેલ સત્યજ્ઞાન, નિર્વેદ — વૈરાગ્યપ્રેરક છે. તેના પછી જો કોઈ અનુભૂતિ ભોગવવાની હોય તો તે ઈશ્વર શરણાગતિની. તેવ.ને અર્થે હરક્ષણ અને હરકાર્ય ઈશ્વરમય થવાની પ્રક્રિયારૂપે છે. ગાંધીજી કહે છે તેમ જીવનના સર્વભાવમાં ઈશ્વરભાવના સેવવાની છે. કદાચ સર્વાત્મભાવની પ્રણયાનુભૂતિ જ આની હરોળમાં હોઈ શકે.

અનન્ય ભાવે થતી આ સેવનાવૃત્તિ અહીં ભાવની સરલતાથી નિરૂપાઈ છે. સર્વસમર્પણતાના અનુલક્ષમાં, એક એક કરીને જીવનની ક્રિયાને પ્રભુપરત્વે નિવેદિત કરવાની તાલાવેલી છે. આ પ્રકારનું પ્રભુ-સંધાન આપણા ભક્તિસાહિત્યને પારકું નથી:

**કાયેન વાચા મનસેન્દ્રિયૈર્વા**
**બુદ્ધ્યાત્મના વા પ્રકૃતેઃ સ્વભાવાત્ ।**
**કરોમિ યદ્યત્ સકલં પરસ્મૈ**
**નારાયણાયેતિ સમર્પયામિ ॥**

— મુકુન્દમાલામાંથી

(કાયા, વાચા, મન, ઇન્દ્રિયો, બુદ્ધિ, આત્મા અને સ્વભાવથી જે જે કરું છું તે પરમાત્મારૂપ નારાયણને સમર્પું છું.)

'મુકુન્દમાલા'માંની સ્તુતિના આ શ્લોકમાં પણ ઈશ્વરસમર્પણનું વિધાન એટલે કે મંતવ્ય મૂક્યું છે. પણ બન્ને શ્લોકોના નિરૂપણમાં કંઈક ફેર છે: ભાગવતના આપણે જોયેલા શ્લોકમાં કળાશે કે તે કેવળ મંતવ્ય — વિધાન(statement)રૂપે જ રહેતું નથી; પણ પ્રત્યેક ક્રિયા દ્વારા તે પ્રત્યક્ષ છે. જે ક્વતા હૃદયનો ભાવોદ્રેક વ્યક્ત

કરે છે. અને તે તેની અસરકારકતા છે. વળી તેમાં, એક પછી એક આવતી ક્રિયાનો એક ઉન્નત — ઉન્નતતમ કોટિ — પરાકાષ્ઠા રચાય છે. જે ભક્તિની વ્યાપકતા — સંપૂર્ણતાને સમર્થક છે. કારણ ભક્તિ માટે અનિવાર્ય એવા જગત પ્રત્યેના સાત્ત્વિક વલણનું તેમાં દિશાસૂચન છે. આમ મન, વચન અને કર્મથી — ચારિત્ર્યની એકાકારતાથી પ્રભુસમ્મુખ થવાની તેમાં આરત ભરી છે.

જેવા વિયોગિની–વૈતાલીય છંદો, તેવો આ શ્લોકનો વસંતતિલકા, દ્રવતા હૃદયની ભક્તિને ઘણો ભાવતોફાવતો બનીને આવે છે. પઠન કરતાં જ તેનો અનુભવ થાય છે. છેલ્લી પંક્તિમાં છંદની દૃષ્ટિએ કસ્તર જણાય. 'દર્શન' શબ્દને સ્થાને ત્રણ લઘુ આવશ્યક છે; જે કવિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં ભલે વિરલ, પણ લેવાતી પ્રતીત થાય છે. અને ભાગવત, રામાયણમાં તો તે ઠીક ઠીક જોવા મળે છે. છતાં તેનું પઠન ભાવપ્રેરક છે. તેમાં જ તે છંદનું સાર્થક્ય છે.

૧૪–૯–'૭૩

# શરણાગતિ

અન્વેષ્ટવ્યો યદસિ ભુવને ભૂતનાથઃ શરણ્યો
મામન્વિષ્યન્નિહ વૃષલકં યોજનાનાં શતાનિ ।
ક્રાન્ત્વા પ્રાપ્તઃ સ ઇહ તપસાં સંપ્રસાદોઽન્યથા ચેત્
ક્વાયોધ્યાયાઃ પુનરુપગમો દણ્ડકાયાં વને વઃ ।।

ઉત્તરરામચરિત, અં. ૨, શ્લો. ૧૩

અનુવાદ :

શોધાતા જે શરણ સહુનું વિશ્વમાં લોકનાથ,
કાપી કોશો શત શત મને શૂદ્રને શોધતા, તે
આવ્યા આંહીં, લહું તપની એ તો પ્રસાદી, નહીં તો
આવો પાછા અવધપુરીથી દંડકા આપ ક્યાંથી?

અનુ૦ ઉમાશંકર જોશી

ભક્તિના વિષયમાં, પરમાત્માની સ્વીકારાયેલી સહજ શરણાગતિનો અતિ ઘણો મહિમા છે. કારણ, એ છે જીવની સર્વાત્મભાવની સમર્પણ-બુદ્ધિ; એની નિરહં દશાની નમ્રતાની નીપજ; અપાર શ્રદ્ધાનો પરિપાક; અને આત્માના ઉદાત્ત સ્વરૂપનો ઉન્મેષ. જે ચિત્તની ઘણી કેળવણી અને ઘણી ઇતર સાધનાનો પુટ ચડ્યા પછી જ સિદ્ધ થાય.

ભક્તની આવી પ્રભુશરણાગતિ વિશેનો ગૌરવભાવ, ભવભૂતિ, 'ઉત્તરરામચરિત' નાટકના એક પ્રસંગમાં નિરૂપે છે. ભક્ત છે શમ્બૂક નામનો શૂદ્ર મુનિ; જેણે દંડકારણ્યના જનસ્થાનમાં તપ કર્યું હતું. હવે પ્રાચીન માન્યતા અનુસાર તો શૂદ્રથી તપ થાય નહિ; નહિતર પ્રજાને હાણ થાય — કોઈકનું અકાળે મૃત્યુયે નીપજે. રામના રાજ્યમાં શમ્બૂકના આ તપના કારણે, એક બ્રાહ્મણકુમારનું અકાળે અવસાન નીપજ્યું; રામ એ હાણ નિવારવા શમ્બૂકનો વધ કરવા માટે અયોધ્યાથી નીકળ્યા; અને એક વેળા જે સ્થાને સીતા સાથે વનવાસ સેવ્યો હતો, તે દંડકવનમાં તેમણે ફરીથી પ્રવેશ કર્યો; ત્યાં શમ્બૂકનો વધ અને બ્રાહ્મણકુમારને સજીવન કર્યો એ મુજબની શૂદ્ર શમ્બૂકની ઘટના છે.

આ શ્લોક શમ્બૂકના વધ પ્રસંગના ઉદ્‌ગારનો છે. એ પ્રસંગમાં પાત્રલક્ષી સામસામી બેવડી વક્રતા (*irony*) છે; જે આ શ્લોક દ્વારા સૂચવાય છે. ભલે વધ માટે છતાં રામ જેવા રામ — જે જીવને શોધ્યા ન જડે તે — સામે ચાલીને શમ્બૂકને શોધતા આવ્યા, એ છે રામ અંગેની વક્રતા; તો શમ્બૂક પક્ષેની વક્રતા એ છે કે પોતાના વધ અર્થે આવેલા રામને સ્વયં પોતે જ સ્વાગતભાવે ભજે છે. તેમાં રહેલું છે ઉભયનું ઉદાત્તપણું — એકનું ભગવાન ભાવે, અન્યનું ભક્તભાવે. શમ્બૂકની આ શ્લોકની સ્તુતિ દ્વારા તે બંને બાબતો વ્યક્ત થાય છે.

રામને હાથે પોતાનો વધ થશે એથી પોને આ ભવના દૈન્યનું — દૈત્યત્વનું વિમોચન પામશે એ જેવી તેની ધન્યતા છે! આવું શમ્બૂકનું આર્દ્ર બનીને ઓગળેલું હૃદય આ શ્લોકના ભાવોદ્‌ગાર રૂપે સ્રવી રહે

છે. શમ્બૂકને આ ધન્ય અવસર પોતાના તપની પુણ્ય સંપદા જેવો જણાય છે. એવો ભાવ પ્રગટ કરવામાં શમ્બૂકની નમ્રતા છે; સાથે સાથે તેને જણાતું પોતાના તપનું ગૌરવેય છે. ભગવાનનું ગૌરવ નિર્વિવાદ છે.

શમ્બૂકનો રામ સંબંધી અનેરો ભક્તિશ્રદ્ધાનો ભાવ, નાટકમાં શ્લોકની પૂર્વે આ પ્રમાણે ઉલ્લેખ પામ્યો છે :

> શમ્બૂક આ શિર ધરે ચરણે તમારે,
> સત્સંગથી નીપજ્યું મૃત્યુય તારનારું.
>
> એજન, શ્લો. ૧૨માંથી

ઇષ્ટ સંગથી જીવની સદ્‌ગતિ છે — જીવન અને મૃત્યુ ઉભયમાં એટલે શમ્બૂક રામને ઉદ્ધારક લેખીને ભજે છે. સર્વાત્મભાવે તે શરણાગતિ સ્વીકારે છે.

શ્લોકનો ભાવાર્થ શમ્બૂકે કથેલાં વચનોરૂપે આ પ્રમાણેનો છે. હે સર્વ ભૂતો — જીવોના સ્વામી અને શરણ્ય ! તમે આ વિશ્વમાં સર્વથી શોધાવા યોગ્ય છો; તેને બદલે, સેંકડો જોજનો પાર કરીને, મને શૂદ્રને શોધતા આવ્યા ! તે મારા આપને ભજ્યાના તપનું જ ફળ છે; નહિતર, છેક અહીં સુધી આપ આવો ક્યાંથી ? ક્યાં અયોધ્યા ને ક્યાં આ દંડકા ?!

પ્રથમ પંક્તિમાં 'ભૂતનાથ' અને 'શરણ્ય' એ રામ માટેનાં સહેતુક સંબોધનો છે. ગૌરવપ્રદ છે. જીવોના નાથ કહેવામાં શમ્બૂક રામને પરમાત્માભાવે જુએ — ભજે છે તો વળી રામનું પરમાત્મારૂપે સર્વ-વ્યાપી સ્વરૂપ સૂચવાય છે. 'શરણ્ય' સંબોધનથી પ્રભુનું સર્વાધાર સ્વરૂપ અને સામર્થ્ય નિર્દિષ્ટ છે. આવા પ્રભુની ખેવના અને ખોજ કેમ ન હોય ?

તેને [illegible] જુઓ તો એની બલિહારી ! કૃપા ! કરુણા ! કે પોતે થઈને તેને શોધતા આવ્યા ! શમ્બૂકને એ બિનાનું જ ભારે કૌતુક

છે. કહો કે આશ્ચર્ય છે. આનંદ અને ધન્યતાયે છે. જે ભાવ શ્લોકના ઉદ્‌ગારની શબ્દછટામાં સારો ઝિલાયો છે.

શમ્બૂકનું ચિત્ત જાણે એક ક્ષણભર રામના આગમન અંગે તાદૃશ કલ્પનામાં રમી આવે છે. 'ઓહો મારા જેવા શૂદ્રને શોધવા એમણે આવી લાંબી મજલ કરી!' એવી છેક અયોધ્યાથી જનસ્થાન લગીની પ્રભુની શોધયાત્રા એના મનમાં સાક્ષાત્ થઈ હોય, તેવા તેના ઉદ્‌ગાર છે. તેમાં તેને જણાય છે, તેમનું ઐશ્વર્ય — ઈશ્વરપણું; તો વળી, પોતાને પક્ષે 'નક્કી મેં કરેલા તપની જ એ પ્રસાદી' એવો ઇષ્ટને સેવ્યાની કૃતાર્થતાનો — આત્મસંતોષનો ભાવ ધન્યતાની સાથે-લાગો વણાયો છે.

શમ્બૂકની એ આસ્થામાં જ રહેલું છે ભક્તિનું સર્વ સારસ્ય. શમ્બૂકના હૃદયમાં વધ કરનારને વિશે અનિષ્ટનો નિષેધાત્મક ભાવ ક્યાંયે નથી; ઊલટી એવી વિધેયાત્મક આસ્તિકતા છે કે તેમાંથી જ સ્વાગતભરી ભક્તિની આવી ઉદાત્ત ચેતના પ્રભવી શકે. તેના આ વલણ પાછળ ઊંડી ભાવબુદ્ધિ પ્રેરક બનેલી છે. રામના અયોધ્યાથી દંડકા લગી આવ્યાના શ્રમ પરથી, તેમના હેતુની સઘન સત્યતા અને પરમ મહિમા તે પ્રમાણે છે. તે બન્ને સ્થળોની પરસ્પર-દૂરતા અને અંતર (distance) તેમ જ તેનો ભેદ તે અંતરમાં લહે છે. આમ નાટ્યકાર, સ્થળના પરિમાણ (dimension) વડે રામના સર્વકલ્યાણમય આશયની ઊંડી અર્થપૂર્ણતા શમ્બૂકના હૃદયમાં પ્રત્યક્ષ કરાવે છે.

સ્થળના આ પરિમાણ વડે નાટ્યકાર રામના પરમ અર્થને ઉકેલી આપે છે; તે આ રીતે: એવા રામ કે જે રાજ્યધર્મને કારણે અયોધ્યા ત્યજે નહિ, તે આવ્યા! એવા રામ, કે જે — હવે સીતાત્યાગ પછી — પૂર્વના સીતાસહવાસના સ્થાને સ્મૃતિવ્યથિત થવા આવે નહિ, તે આવ્યા. આમ અહીં આવવા અંગેના રામના વિપરીત મનોભાવ અને પ્રતિકૂળ પરિસ્થિતિ છતાં પણ રામ આવ્યા; એ ખિના શમ્બૂકના અંતરમાં પ્રતીત થતાં જ તેને રામનો પરમ મહિમા કળાય છે;

અને એથી જ તેનો વધ એ તેની હાણ નહિ, પણ સુખદા, મોક્ષદા ઘટના છે, એવી શ્રદ્ધા સંચારિત છે. તેમાંથી જ નિવેદિત છે તેની શરણાગતિ. જે તેની પરમ ભક્તિનું પ્રમાણ છે.

આ શ્લોક અને વળી અનુવાદેય ઘણા પઠનસુંદર છે. તેનું કેટલેક અંશે કારણ તેનો મંદાક્રાન્તા છંદ છે. ઉદ્રેકભર્યા ભાવલાવણ્યને પ્રગટાવવાની આ મંદ્ર મધુર છંદની શક્તિ અહીં સોળે કલાએ ખીલી છે.

૮-૨-'૭૮

# તારે આલંબને

તવાલંબાદંબ સ્ફુરદલઘુગર્વેણ સહસા
    મયા સર્વેડવજ્ઞાસરણિમથ નીતાઃ સુરગણાઃ ।
ઇદાનીમૌદાસ્યં, ભજસિ યદિ ભાગીરથિ તદા
    નિરાધારો હા રોદિમિ કથય કેષામિહ પુરઃ ॥

'ગંગાલહરી', શ્લો. ૪

અર્થ :

હે અંબા ! તારા આલંબને સ્ફુરતા એટલે કે પ્રગટતા ભારે ગર્વ વડે મેં સહસા જ બધા દેવતાગણની અવગણના કરી. હવે જો હે ભાગીરથી તું જ મારી પ્રત્યે ઉદાસીન રહે, તો અરે ! નિરાધાર બનેલો હું કોની આગળ જઈ રડું, તે તું જ કહે ને ?

આ શ્લોક કવિ જગન્નાથની 'ગંગાલહરી'નો છે. શ્લોકના કાવ્યસંદર્ભને — આસપાસના ભાવસંદર્ભને સમજવા માટે, કવિ જગન્નાથના જીવન વિશેની રસિક લોકોક્તિ જાણવા જેવી છે. લોકોક્તિમાં, પદાર્થના વાસ્તવિક સ્વરૂપમાં કાલ્પનિક અંશની સેળભેળ હોય છે, એ ખરું; પણ તે દ્વારા વસ્તુનું હાર્દ મનોજ્ઞપણે પ્રગટ થતું હોય છે. આપણે તે દંતકથા જોઈએ.

'ગંગાલહરી' એ કવિ જગન્નાથના અનેક ગ્રંથોમાં, સર્વશ્રેષ્ઠ એવી ભક્તિભાવભીની કૃતિ છે; તેની સાથે સંકળાયેલી દંતકથા નીચે મુજબ પ્રચલિત છે.

એક વેળા કવિ જગન્નાથ મોગલ શહેનશાહ શાહજહાં સાથે સોગઠાંબાજી ખેલતો હતો. તે સમયે મનોહર એવી શાહપુત્રી જેની અથવા લવંગિકા રાજા માટે પાણી લઈ આવી. શાહે મુગ્ધભાવે પોતાની એ રૂપસુંદર કન્યાનું વર્ણનકાવ્ય રચવાને જગન્નાથને કહ્યું. કવિએ એ અનુપ સ્વરૂપવતીને કાવ્યથી લડાવી. શાહ ખુશ થઈ ગયા. માગી લેવા કહ્યું; જગન્નાથ એ પછી કંઈ બીજું માગી શકે ખરો? હૃદયભાવથી કાવ્યાભિષેક દ્વારા જેને પોતાના અંતરમાં સાક્ષાત્ કરી તે લવંગિકાને જ તેણે માગી લીધી! શાહે કચવાતે મને આપી. લગ્નથી બ્રાહ્મણ જગન્નાથનો જ્ઞાતિબહિષ્કાર થયો. પણ જગન્નાથ તો સુંદરી અને કવિતા ઉભયમાં રક્ત હતો. તેની કાવ્યશક્તિ બઢતી જ ગઈ; તેથી રાજાએ તેને પંડિતરાજનો ઇલકાબ નવાજ્યો. જગન્નાથનો મહિમા વધ્યો. તે જોઈ જ્ઞાતિજનોએ તેને ફરી જ્ઞાતિમાં પ્રાયશ્ચિત્ત કરાવી પ્રવેશ કરાવવા નિર્ધાર કર્યો. કવિને મન જ્ઞાતિ એ ગંગાસમાન હતી. તે અને લવંગિકા હિંદુ ધર્મમાં પ્રવેશ્યાં.

પણ તે પૂર્વે, જગન્નાથની કસોટી કરવા જ્ઞાતિજનોએ વિચાર્યું; શરત મૂકી : બન્ને ભાગીરથીતટે ઊભાં રહો : જો ગંગામાતા ત્યાં આવી પાય પખાળી તમને પાવન કરે, તો અમારી તૈયારી છે; નહિતર નહિ. દંપતી ગંગાતટે ઉપર બાવનમે પગથિયે બેઠાં. કવિ જગન્નાથ માટે

આ અસાધારણ કસોટીનો પ્રસંગ હતો; ભાવભરતીથી ભીંજાતા હૃદયે ને આર્જવપૂર્વકના સ્વરે, તે કાવ્યનું એકેકું શ્લોકપુષ્પ ગાનપઠનપૂર્વક ગંગા માતાને ચડાવતો ગયો, તેમ તેમ ભગવતી ભાગીરથી એકેકું સોપાન આરોહતાં ગયાં. અંતિમ શ્લોકે ગંગાજીએ તેમને પલાળ્યાં; બ્રાહ્મણોને પતીજ પડી; જગન્નાથનો લવંગિકાસહ જ્ઞાતિમાં પ્રવેશ કરાવાયો.

જગન્નાથે કરેલી એ ગંગાસ્તુતિનો આ ચોથો શ્લોક છે. કવિના હૃદયની એ પ્રસંગની ભાવછબી આ એક શ્લોકમાંયે સારી ઝિલાઈ છે. કવિ બે ભાવવિગતો ધરે છે: ૧. ગંગાજી પ્રત્યે અનન્યશરણ ભક્તિનું નિવેદન: ૨. કસોટીપ્રસંગે ગંગાના આધારની સાધિકાર યાચના.

ઉપરોક્ત દંતકથામાંથી ચમત્કારનો અંશ ચાળી નાખીએ; તોપણ ગંગા વિશેની અનન્ય ભક્તિનો મહિમા, આ એક શ્લોકમાંથી પણ સારી રીતે કળાય છે. એ ભક્તિનો મહિમા કેવોક છે? કહીશું કે અનન્યપરાયણતાનો — એકમાત્રતાનો. જે કોઈ જન અનન્યાશ્રયી હોઈને સર્વત્યાગી છે, તેની ખુમારી કંઈ ઓર છે! કવિ આરંભે જ પોતાની એ ખુમારીના ગર્વનું એકરારપૂર્વક કથન કરે છે; પણ તેની તો માત્ર લકીર જ: અહીં ઊપસી આવતો ભાવ છે, એ અનન્યાશ્રયતામાંથી જન્મતી સાધિકાર યાચનાનો ને તેની આરતનો. કવિની એ યાચના — વિનંતી દ્વારા તેણે ઋજુપણે રજૂ કરેલી લાચારી — અસાહાય્યતા, કેવી દ્રવતા હૃદયથી નીતરતી જણાય છે!

આ શ્લોકનો આરંભ જ સંબોધનથી થાય છે. સંબોધન એટલે જ પ્રત્યક્ષ સંબંધ અર્થે આદરેલી અંગતતાનો અભિગમ. એ અંગત સંબંધ ઘણો બધો ઘનિષ્ઠ છે. અંગત કહેતાં, ખરે જ એના સાચા અર્થમાં અગ જોડે સંકળાયેલો એ સંબંધ છે. તે છે માતા અને બાળકનો. માતાના અંગથી અંગ અને પ્રાણથી પ્રાણની દેણ બાળકને થયેલી હોય છે. જ્યાં સર્વાધિકારને કશાં કારણોની આળપંપાળ, બાધા-રુકાવટ નથી. બાળક છે માતાને આશ્રયે અનન્યભાવે; માતા છે બાળક-ને સર્વ ઓવારવા તત્પર. તેમાંય આ તો છે દેવતામાતા, જેની

આશ્રયાત્મકતાયે અકલ્પ્યઅધિકી છે. એવા અંગત સંબંધની અધિકાર-ભૂમિકા રચી, કવિ શિશુભાવે ગંગામાતાને સ્તવે છે. ગંગાજી જોડેનો આ પુનિત સંબંધ પ્રત્યેક ભારતવાસી આર્યસંસ્કારને પરંપરાપ્રાપ્ત છે, એ બીના પણ જગન્નાથપક્ષે ભાવઘેરી બને છે.

આ જીવનમાં જેણે પોતે થઈને માતાનું —કોઈ શક્તિનું શરણું લીધું છે, તેને પછી કોની તમા હોય? એવા કવિ ગંગાજી આગળ પોતાની ભાવભક્તિ તીવ્ર માત્રાએ વિદિત કરે છે. કહે છે: હે અંબા —મા, તારા અનન્ય આશ્રયના વિશેષાધિકારે કરીને, મેં ભારે ગર્વ — ગૌરવ અનુભવીને અન્ય દેવતાઓની અવગણના કરી. અહીં કવિનો દેવતાઓ જોડેનો વ્યવહાર માનવસંબંધ રૂપે કથિત છે. એટલે જો અવગણના હોય તો તેનો પ્રત્યાઘાત તે રોષ—કોપનો હોવા સંભવ ખરો ને? પણ કવિનો આ ગર્વ તે કોઈ હીન કોટિનો નથી; સમર્પણબુદ્ધિના બળમાંથી જન્મતી, એ આત્મશ્રદ્ધાની ખુમારી છે.

કવિ અહીં ગંગાજીને તુલના પક્ષે દેવતાઓનો ઉલ્લેખ કરે છે, કારણ ગંગાજી તેને માટે દેવતારૂપે છે. આ દેવતાઓ તે અન્ય વિભૂતિઓ — કહો કે ઐશ્વર્ય ધરાવનારી સત્તાઓ છે. કવિએ તેમના પ્રતિ નજર પણ નાખી નથી; અને તે એમ જ હોય ને? જ્યાં અનન્યભાવ છે ત્યાં તે સિવાયની અન્યવૃત્તિ તે પ્રમાદ છે, વિચલિતતા છે. માટે જ કવિ કાન્તે પ્રિયતમા અંગેની પોતાની તલ્લીનતાની — એકધ્યાનદશાની પ્રણયખુમારીના ઉદ્‌ગારસમી પંક્તિ મૂકી: 'પ્રમત્તાવસ્થામાં પણ નજર નાખું જગ ભણી.' અર્થાત્ તને જ્યારે ચૂકું તેવી મૂઢ-મૂર્છિત દશા હોય, ત્યારે જ મેં જગતભણી નજર નાખી હશે! પ્રેમી અને ભક્ત માટે પણ, અન્ય પ્રતિની એક નજર સુધ્ધાં એ પ્રેમથી પરાઙ્મુખ કરનાર પ્રમાદ છે.

આમ કવિ ભાગીરથી સમક્ષ પોતાની અનન્યનિષ્ઠા નિવેદિત કરે છે. એ નિવેદનનું છે પ્રયોજન: કવિ ગંગાજી પાસેથી માનવ-સંબંધોની જેમ એ અનન્યતાનો ઉચિત પ્રતિ ઘોષ ઇચ્છે છે. આમ કહીને:

હે મા! મારી આ નિષ્ઠા વિશે જો તું ખરે પ્રસંગે ઉદાસીન રહે તો પછી મારું નિરાધારપણું હું કયા આધારરૂપ સ્વજન આગળ રડીને વ્યક્ત કરીશ ? ભક્ત પોતાની દુન્યવી વિટંબણા ફિટાવવા ભીડભંજક પ્રભુનો સહારો માગે, એ ભાવના અહીં વ્યક્ત છે. જેટલી ભક્તની ઊંડી નિષ્ઠા, તેટલું જ ઊંડું નોધારાપણું હોય એ સહજ છે. આમ કવિ અનન્યપરાયણતાનો ઉત્તરેય અતીવ પ્રવણતામાં જ વાંછે છે. વળી, 'તે તું જ કહે' એવા ઉદ્દગારોથી, ગંગાજીને નૈતિક જવાબદારી નિર્દેશી રહે છે.

આ પ્રવાહી શૈલીના પ્રચલિત શિખરિણી છંદના શ્લોકમાં, ભાવપોષક બેએક શબ્દસૌન્દર્યવિશિષ્ટ સ્થાનો ધ્યાન ખેંચે છે. કવિએ પ્રથમ પંક્તિએ ને આરંભમાં જ 'આલંબ' અને 'અંબ' જેવા અનુનાસિક બનેલા વર્ણોનાં પદોની આંતરપ્રાસરચના કરી છે, જે 'આલંબ' અને 'અંબ'ની સંધિ છૂટી પાડતાં તથા 'આલંબ'ના વિભક્તિ-પ્રત્યયથી તેના મુક્ત સ્વરૂપમાં, તે પ્રત્યક્ષ થાય છે. તેથી પંક્તિને આરંભે આવતું આ સંવાદી ને સુઘોષ ઉચ્ચારણ આકર્ષક ને ચમત્કારક હોઈ પઠનપ્રેરક બને છે: પઠનને લાલિત્યથી મઢે છે.

વળી એક અન્ય ધ્યાનપાત્ર શબ્દોચ્ચારણની કરામતેય વિશિષ્ટ છે. ચોથી પંક્તિના આરંભે શિખરિણીમાં છઠ્ઠા વર્ણે આવતા યતિમાં ભંગ પાડેલ છે, 'રોદિમિ' શબ્દને 'રો' આગળ ભાંગેલ છે. જે ભાવદૃષ્ટિએ સહજપણે, તો શબ્દસંગીતદૃષ્ટિએ વિલક્ષણપણે, ચમત્કારક નીવડે છે. ભાવદૃષ્ટિએ ગંગાની કથિત ઉપેક્ષાની શક્યતામાત્રનો કવિ-આઘાત યતિભંગ વડે મુદ્રિત થાય છે, જે આઘાત 'રોદિમિ'ના 'રો'ની પૂર્વેના 'હા' એવા હાહાકારભાવથી વ્યક્ત છે. 'હા' એ શોકોદ્દગારસૂચક શબ્દનો અનુવાદ 'અરે' અર્થે અરેરાટીસૂચક છે.

કવિખેદનો આ ભાવ, યતિવિરામ ત્યજતાં પઠનથી કર્ણને સ્પષ્ટ-પણે અવગત થાય છે. 'રો' પછીના યતિવિરામ અર્થે 'રો'નું ઉચ્ચા-રણ 'હા' ભેળું સહજપણે થઈ જાય છે; જેથી 'હા રો'ના પ્રાસપ્રેરક

સંસ્કાર સ્ફુરે છે: અને એ સ્ફુરે ન સ્ફુરે એની અલપઝલપ ક્ષણોમાં, વળી એક બીજી પઠનકરામતેય નીપજી આવે છે. 'રો'થી આરંભાતા શબ્દના બાકીના વર્ણો 'દિમિ'ને એક જ શબ્દના અંગભૂત હોવાના અર્થને ઉપકારક સંસ્કાર પાડવા, તેમને 'રો' સાથે મૂકવા, એકસામટા— એકી શ્વાસે ઉચ્ચારણથી ઉદ્ગારવા પડે છે; આ પ્રકારનું એકી-શ્વાસ પઠન પણ જરા જુદું પડી જવાને કારણે કર્ણસંસ્કારથી ભાવપોષક બને છે.

વળી શબ્દસંગીતદૃષ્ટિએ પણ આ યતિભંગ ચમત્કૃતિ સાધી આપે છે, તે નીચે મુજબ:

નિરાધારો હા રો/દિમિ

'રો' આગળનો યતિદંડ જોતાં કળાશે કે યતિભંગથી 'રોદિમિ'નો 'રો' આગળ ખચકો પડે છે, જે કર્ણને વિસંવાદ લાગે, જણાય. પણ તેમાંથી જ તો, પ્રાસની ગરજ સારતું ઉચ્ચારસામ્ય, 'નિરાધારો' અને 'હા રો'નું નિષ્પન્ન થાય છે ને? — જે શબ્દસંવાદ યતિભંગને ઢાંકી દે છે — નિર્વાહ્ય બનાવે છે — અરે! નવીન સૌન્દર્યને નિપજાવે છે!

આમ, કવિતા જેટલે અંશે વાંચતાં ચક્ષુની અને બહુધા કર્ણની કલા છે, તે બન્નેનો લાભ આ શબ્દસૌન્દર્યસ્થાનને સાંપડે છે. અર્થાત્ 'નિરાધારો' અને 'હા રો' ચક્ષુથી અને કર્ણથી અલપઝલપ પ્રાસસ્વરૂપના સંસ્કાર પાડે છે. એવો છે કુશલ કવિનો યતિભંગ ઉપર થઈને સર્જિત શબ્દસૌન્દર્યનો ઝીણો કસબ, કહો કે વિસંવાદ ઉપર રચેલો શબ્દસૌન્દર્યનો સંવાદ!

૨૦-૪-'૭૫

# સૂર્યવંદના

કલ્યાણાનાં ત્વમસિ મહસાં ભાજનં વિશ્વમૂર્તે
ધુર્યાં લક્ષ્મીમિહ મયિ ભૃશં ધેહિ દેવ પ્રસીદ ।
યદ્યત્ પાપં પ્રતિજહિ જગન્નાથ નમ્રસ્ય તન્મે
ભદ્રં ભદ્રં વિતર ભગવન્ ભૂયસે મંગલાય ॥

માલતીમાધવ, અં. ૧, શ્લો. ૫

અર્થ :

હે વિશ્વમૂર્તિ ! તમે કલ્યાણમય તેજના ભાજન એટલે કે પાત્ર છો. મને પ્રસન્ન થઈને, ધુરીણ એટલે કે ઉત્તમ લક્ષ્મી સારી પેઠે આપો. નમ્ર એવા મારું જે જે પાપ હોય તેનો નાશ કરો. હે ભગવાન ! અત્યંત મંગલને અર્થે તમે જે જે ભદ્ર અને ભદ્ર જ હોય, તે મને આપો

કવિ ભવભૂતિના સંસ્કૃત નાટકનો આ શ્લોક, એ ઉદય પામતા સૂર્યનું નાનું શું સ્તોત્ર — સ્તવન છે. સૂર્ય ભગવાનની અહીં 'વિશ્વ-મૂર્તિરૂપે ઉપાસના છે. સૂર્યને એ સંબોધન શા માટે? કારણ તે વિશ્વવ્યાપી છે — વિશ્વરૂપ છે. સૂર્યનાં અહીં બીજાં બે નામ યાદ કરવા જેવાં છે: જે પરોક્ષ રીતે, આ સર્વવ્યાપકતાને કથે છે. એક નામ છે સવિતા અથવા કહો કે પ્રસવિતા : બીજું, પૂષન્. સૂર્ય જીવ-માત્રના પ્રસવના કર્તા એટલે કે જન્મદાતા હોઈ તે સવિતા છે. તો જીવમાત્રનો નિર્વાહ — પાલનપોષણ કરનાર હોઈ તે પૂષન્ છે. આમ સૂર્યનારાયણ જગતના જનક હોઈ સર્વાત્મક છે. જેનું આવું અને આટલું પ્રભુત્વ હોય તે 'વિશ્વમૂર્તિ' એવા પ્રભુનું જ સ્વરૂપ લેખી શકાય ને? ગીતામાં પ્રભુને વિશ્વમૂર્તિ કહ્યા છે.

કવિ એવા સૂર્યદેવને કલ્યાણમય તેજના ભંડાર, પાત્ર કહે છે. કલ્પી જુઓ! લાગટ હેલીના દિવસોમાં સૂર્ય વિનાની, ભેજભરી આ પૃથ્વી! આપણે સૂર્યનારાયણનું દર્શન કેટલું ઝંખીએ છીએ! આ વિરાટ બ્રહ્માંડમાં આવેલું જગત! અગાધ અને અફાટ છતાં, તેના એક દ્વીપકલ્પ સમું છે. ઘન અંધકારના ફેડણહાર સૂર્ય વિના, તેના શા હાલ? ઝળહળતા સુવર્ણસમો સૂર્ય, એ દ્વીપનો દીપ છે. તેજનો અગાર હોઈ તે દીપ્તમૂર્તિ છે.

અને તેથી જ કવિને મન, આ સમગ્ર જગતને અજવાળનાર સૂર્યનું તેજ કલ્યાણમય છે. કારણ પ્રાણીમાત્રને તે પ્રાણદાયી — સંજીવનદાયી છે. દાહક — વિનાશક નથી.

આવા તેજોરાશિ સમક્ષ કવિ બીજી પંક્તિમાં યાચના કરે છે: હે દેવ! પ્રસન્ન થાઓ. શું કામ? વરદાન આપો. શેનું? બહુબહુ પ્રકારની એવી ઉત્તમ લક્ષ્મીની કૃપાનું. જે લક્ષ્મી ચંચલ છે, તે નહિ. પણ કોઈક એવી લક્ષ્મી કે જે અવિચલ હોઈ, આત્માની રિદ્ધિરૂપ બને. વળી હોય ધુરીણ એટલે કે શ્રેષ્ઠસમર્થ. કવિને તેવી લક્ષ્મીની ભાવના છે.

પણ તેવી શ્રેષ્ઠસમર્થ લક્ષ્મીની પ્રાપ્તિ કોને થાય? સુપાત્રને જ. તેથી કવિ કંઈક વિશેષ માગે છે. એ પાત્રતા એટલે કે યોગ્યતા, કોઈ ભૌતિક પ્રકારની — ઐહિક જગતની નહિ; તે છે આત્મિક શક્તિ. જે સંભવે, પાપની મલિનતા દૂર થતાં. કવિ તેને મિટાવવા સૂર્યને વિનંતી કરે છે; હે દેવ! મારાં જે જે પાપ હોય તેનો નાશ કરો. એ પાપ દૂર કેમ થાય? મનુષ્યમાં નમ્રતા આવે, અહંકાર ટળે ત્યારે. કારણ, 'પાપ મૂલ અભિમાન.' બધાં પાપો પાછળ જીવની અહંવૃત્તિ પડેલી છે. કવિ પહેલાં નમ્રતા ધરીને, પછી પાપ નિવારવા યાચના કરે છે. આ નમ્રતા નિર્મળતા પ્રેરે; તેમાંથી કલ્યાણબુદ્ધિ જન્મે. જે શુભ હોય, મંગલ હોય.

કવિ ચોથી પંક્તિમાં એ કલ્યાણનો મહિમા કરવા બે વાર 'ભદ્રં ભદ્ર' મૂકે છે. કવિનો હેતુ આ કલ્યાણનું સ્વરૂપ કથવાનો છે. જેમાંથી કેટકેટલાં મંગલો સ્ફુરે, તેવું તેનું રૂપ છે. કવિ આર્જવથી —સરલ ભાવે તેવા મંગલ કલ્યાણની કામના કરે છે. તે અર્થે, સૂર્યને નમસ્કાર, સ્તવન, યાચના છે.

આપણે પુરાણકાળથી તેજ શબ્દને કેટકેટલી ભાવનાના પ્રતીક રૂપે પિછાનીએ છીએ! તેજ એટલે બુદ્ધિ, શક્તિ, જ્ઞાન, જીવન, સમગ્ર ઇષ્ટ અને સર્વોપરી તો ચેતનાનું તે પ્રતીક છે. એવાં અજરાં તેજોના રાશિ ભગવાન સૂર્યને અહીં વંદના કરેલી છે.

આ શ્લોકનું પઠન ચિત્તને પ્રભાવિત કરે તેવું છે. તેનો ગંભીર અને ગૌરવભર્યો શબ્દઘોષ, તેવા ભાવને જગાડનારો છે. 'જે જે પાપ' અને 'ભદ્રં ભદ્ર'ને બેવડાવીને કવિએ ભાવને ઉત્કટ કર્યો છે. તો વળી, ઉત્તમ, સારી પેઠે, ખૂબ વગેરે જેવા શ્રેષ્ઠતાવાચક અને બહુલતાવાચક શબ્દો પણ કવિના ભાવનો ઉદ્રેક એટલે કે અતિશયતાને સાધે છે. જાણે કવિના ઉપાસનાઆતુર હૃદય ઉપર, આ તેજોરાશિ મહાન સત્ત્વનો પ્રભાવ પડ્યો ન હોય!

કવિએ મંદાક્રાન્તા જેવા ભાવભર્યા છંદમાં, આ બધું સિદ્ધ કર્યું છે. પંક્તિને આરંભે હળુ હળુ અને પછી ભાવઊમટતી ગતિ વડે, ઉપાસનાની ગંભીરતા અને સ્તવનની ભાવોદ્રેકતાને ઘૂંટી છે. એમ કરીને ભવ્યતાની એક પ્રભાવક ચમક અર્પી છે.

પ્રભાતકાળે સૂર્યોદયને શુભ પહોરે, આ શ્લોકનું રટણ ચિત્તમાં ઉદાત્તપણાનું બળ ભરે, તેવું તેમાં કવિત્વનું ઉમદા ઐશ્વર્ય છે.

૮-૮-'૭૨

# ઉદયચન્દ્ર

ઉદયગૂઢશશાંકમરીચિભિસ્
તમસિ દૂરતરં પ્રતિસારિતે ।
અલકસંયમનાદિવ લોચને,
હરતિ મે હરિવાહનદિઙ્મુખમ્ ॥

કવિ કાલિદાસકૃત વિક્રમોર્વશીય, અં. ૩, શ્લો. ૬

અર્થ :

ઉદય પામતાં છતાં (ઉદયાચળની પાછળ હોવાથી) અપ્રકટ, એવા ચંદ્રનાં કિરણોથી અંધકાર દૂર થતાં, પૂર્વ દિશા, જાણે મુખ પરથી કેશોનું આવરણ દૂર કરતી હોય, એ રીતે મારાં નેત્રોને હરી લે છે.

ઉદયચંદ્રના સૌન્દર્યપ્રભાવનું આ કૌતુકભાવે દર્શન છે. જે પ્રસન્નકર છે. દિવસની પ્રખરતા શમી ગઈ છે. તપ્તકાંચનવર્ણી'— તપાવેલા સુવર્ણના વર્ણવાળી સરાગ સંધ્યાની રક્તિમાયે આછરી ગઈ છે અને અધકારના ઓળા ઊતરેલા છે. એવો, વિલાતા પ્રકાશ પછીના ઊતરતા અંધકારનો એ સૂનો અકલસ્તબ્ધ સમય છે.

એ અંધકારને ઉજાળી દેતી કંઈક અનિર્વચનીય આભા આકાશના અમુક ભાગે ઉદ્‌ભવે છે. ધીમે ધીમે તે ગહન નીચાણમાંથી ઉપર ચડતી ને પ્રસરતી આવે છે. તે છે, ઉદયાચળ પર્વતની પેલી મેરથી — પૂંઠેથી ફૂટી રહેલી ચંદ્રની અમૃતમય આછી તેજટશરો.

કવિચક્ષુ એ દિશાએ મીટ માંડે છે. એ છે, પુરાણકલ્પન મુજબ ઉદયાચળ ગિરિનું આસન; અને એ જ છે, પરમ તેજોને પ્રગટાવનારી પ્રાચી એટલે કે પૂર્વની દિશા. કવિ તેને પૌરાણિક અર્થનો પાસ આપે છે. તે, હરિવાહનની એટલે કે ઇન્દ્રની દિશા છે. ઇન્દ્ર પૂર્વ દિશાનો અધિષ્ઠાતા દેવ છે. ઇન્દ્રના ઘોડાનું નામ હરિ હોઈ તેના વડે પૂર્વ દિશાનો સંકેત થયો છે.

શ્લોકવર્ણન વાંચતાં આપણને ચંદ્રનું આરોહણ ચૂપકીદીપૂર્વકનું હળુ હળુ થતું લાગે છે. કારણ ઉદયાચળની ઓથે રહીને તેનું રૂપ રેલાય છે : એટલે, તેજ ખરું, દષ્ટિનો પદાર્થ— કહો કે તેજનું પાત્ર ખરું; અને છતાં તે પોતે પ્રત્યક્ષ નહિ ! એવી ગૂઢતાની — ગહનતાની એ કૌતુકમય અનુભૂતિ છે. માટે જ કવિ ચંદ્રને 'ઉદયગૂઢ' કહે છે. ઉદિત છતાં અપ્રકટ — ગુપ્ત એવું ચંદ્રનું રૂપવર્ણન અહીં છે; અને તેથી કવિ આ ચમત્કૃતિસુંદર સમાસથી તેને વધાવે છે.

આમ પૂર્વ દિશામાં અંધકારશૂન્યતા હતી ત્યાં ચંદ્રકિરણોથી કશોક સંચાર થયો; તે સાથે, કવિના હૃદયમાં શૂન્યતાની સ્તબ્ધતામાંથી કોઈ ભાવ સ્ફુર્યો. જે એક સુંદર કલ્પન વડે આકારિત થયો. અને તે આ શ્લોકની એક આકર્ષક ઉત્પ્રેક્ષા બનીને આવી. કવિ આ મુજબ ઉત્પ્રેક્ષા એટલે કે તુલનાની સંભાવના કરે છે :

ચન્દ્રતેજે અંધકાર દૂર થતાં, પૂર્વ દિશા જાણે અલક સંયમિત કર્યા હોય તેવી તેજે ભરીને ચેતોહર લાગે છે.

વિક્રમોર્વશી નાટકમાં રાજાથી વર્ણવાયેલા આ શ્લોકનો સંદર્ભ જાણવા જેવો છે; તેની વસ્તુઘટના વડે ઊઠતો ગર્ભિતાર્થ આ શ્લોકને અધિક ભાવઘન કરે છે. અપ્સરા ઉર્વશી પ્રતિના રાજા પુરુરવાના પ્રેમની જાણથી, રાણી ઔશીનરી રોષિત છે: ને રાજાના પ્રેમનો અનાદર કરે છે. પણ પછી પશ્ચાત્તાપરૂપે રાજાને પ્રસન્ન કરવાનું 'પ્રિયાનુપ્રસાદન' વ્રત આદરે છે: જેમાં રાજાની હાજરી અનિવાર્ય છે. રાણી રાજાને પધારવા વિનંતીસંદેશ કહાવે છે. એ પ્રસંગે રાજા અને વિદૂષક મણિહર્મ્યપ્રાસાદની અગાશીએ આવેલા છે. પ્રસન્ન રાજા ચંદ્રોદયના એ નિતાન્તરમ્ય પ્રકૃતિ દૃશ્યમાં, પોતાના મનોભાવનું પ્રક્ષેપન કરે છે.

રાજાને ચંદ્રમાં ઔશીનરીનું પ્રસન્ન વદન વરતાય છે. ચંદ્ર અંધકારને દૂર કરી ઉજ્જ્વલિત પૂર્વ દિશા વડે રાજાનું મન હરી લે છે; તે પ્રમાણે ઔશીનરીના ચિત્તમાંથી ઈર્ષ્યાક્લેશનું કિલ્મિષતિમિર દૂર હઠે છે. વળી જેવી રીતે અંધકાર દૂર થતાં પૂર્વ દિશા અલક સંયમિત કરેલ કોઈક રમણીના રમણીય મુખ જેવી લાગે, તેમ ઔશીનરી ક્લેશ દૂર થતાં પોતાના નિર્બન્ધ અને અસ્તવ્યસ્ત કેશને બાંધી સમારે છે, તેથી સુંદર લાગે છે. આમ પ્રસન્ના ઔશીનરીનું માનસચિત્ર રાજાના ચિત્તમાં પ્રતિબિમ્બિત થાય છે; એનું પરિણામ રાજા પ્રકૃતિદૃશ્યમાં જોઈને અનુભવે છે. રમણીનો સઘન કેશરાશિ મુખ પર છવરાઈ જઈને તેની આભાને આવરી લે છે; તે એકત્રિત થઈ સંકેલાતાં, રમણીવદનની આભા નીખરી આવે છે. કવિ અહીં રમણીસૌન્દર્ય ક્રિયાછટાની છબી વડે, ચન્દ્રસૌન્દર્યના આધિક્યને ચિત્તમાં છાપી દે છે. એવું છે કવિનું સૌન્દર્યનિરીક્ષણ, મનોહારી અને સંતર્પક.

આ ચન્દ્ર પૂર્ણિમાનો છે? ના. નાટકમાં વિદૂષક મુખે વિનોદ-

વાણીમાં ચન્દ્રને ઉપમા આપી છે ખંડમોદકની — ભાંગેલા લાડુની. વળી 'પ્રિયાનુપ્રસાદન' વ્રતથી એ બિનાને સમર્થન સાંપડે છે. પ્રિયને રીઝવવાનું અને સંકટ દૂર કરવાનું એ વ્રત સંકષ્ટ ચતુર્થીનું છે. વળી મિષ્ટાન્નભોગી વિદૂષકબ્રાહ્મણને ચતુર્થીના લાડુભોજનની વાત સાંભરે તે શક્ય સહજ છે. જે વિગતો, ચતુર્થીના ચંદ્રની પતીજ પાડે છે. તેના આછા પ્રકાશને કારણે તે સહજપણે કૌતુકમય હોઈ શકે; જોકે, કહેવું જોઈએ કે કવિના વર્ણનઠાઠથી ચંદ્રનો દબદબો જાણે પૂર્ણિમાના તોલનો છે!

આ શ્લોકમા दूरतरं (વિશેષ દૂર) એવું પદ છે. તેનો એક બીજો પાઠ પણ છે, दूरमितः (અહીંથી દૂર) — બીજો પાઠ કાવ્યદૃષ્ટિએ વિશેષ યોગ્ય હોઈ શકે? છે તો તે ચોથનો ચન્દ્રમા : તિમિરને દૂરતર નહિ, પણ અહીંથી — આ દિશાએથી દૂર કરે, તે અર્થ સંગત લાગે છે.

કાવ્યનો છંદ? દ્રુતવિલંબિત. છંદોરચનાનું સ્વયં બંધારણ જ તેના પ્રત્યેક ગણઆરંભના બહુલ કે નિશ્ચિત લઘુ વર્ણ, તિમિરવિલોપનના — તેના અપસરણના ભાવના વાહક બને છે. પ્રત્યેક ગણારંભના લઘુ કે લઘુ વર્ણો અને અંતના નિશ્ચિત ગુરુથી નિષ્પન્ન તેનો લચકીલો લય, તિમિરમાંથી તેજના સંક્રમણનું સૂચન કરે છે.

આ શ્લોક, રસાભિલાષી રાજાની સૂક્ષ્મ કવિત્વરુચિનો બોધ કરાવે છે.

૯–૧૦–'૭૨

# અંતરઅમૃતમ્

યત્ પ્રજ્ઞાનમુત ચેતો ધૃતિશ્ચ
યજ્જ્યોતિરન્તરમૃતં પ્રજાસુ ।
યસ્માન્ન ઋતે કિંચન કર્મ ક્રિયતે
તન્મે મનઃ શિવસઙ્કલ્પમસ્તુ ॥

શુક્લયજુર્વેદ: વાજસનેયી શાખા, અ.-૩૪, મંત્ર ૩

**અનુવાદ :**

પ્રજ્ઞાન જે ચેતન જે વળી ધૃતિ,
જે અંતર્જ્યોતિ પ્રજાઓમાંહી અમૃત,
ના જે વિના કાંઈ કરાય કર્મ,
તે મારું મન શિવસંકલ્પવાળું હો !

**અર્થ :**

જે (મન), પ્રજ્ઞા, ચિત્ત વળી ધૃતિ છે, જે પ્રજામાં અ-મૃત (એવો) આંતર-પ્રકાશ છે; જેના વિના કંઈ પણ કર્મ કરાતું નથી, તે મારું મન શિવસંકલ્પવાળું હો.

મનુષ્યચેતનાનું આસન તે ચિત્ત કિંવા મન છે. પશુથી મનુષ્યનો ભેદ તે આ મનને — ચિત્ત શક્તિને કારણે જ છે. તે આત્માનો એક અંશ છે. એથી જબરી દિવ્ય શક્તિ છે. જેના વડે મનુષ્યને ચાલના મળે છે. આ સંસારમાં મનુષ્યનાં ભૌતિકથી માંડીને આધ્યાત્મિક — તમામ સંચલનો — આંદોલનો અને અભ્યુદય, તેના મનતત્ત્વથી જ સંભવિત બને છે. 'મનુષ્ય' શબ્દની વ્યુત્પત્તિ જોવા જઈએ, તો તેનું પગેરું મન શબ્દમાંથી મળી રહે.

માનસશાસ્ત્ર જે મનનો અભ્યાસ કરે છે, તે માનવમનની ઘટનાનાં ત્રણ અંગો ગણે છે: ૧. બુદ્ધિભાગ, ૨. લાગણીભાગ અને ૩. સંકલ્પભાગ. બુદ્ધિ વડે આકલન, લાગણી વડે સંવેદન અને અંતઃકરણનું નિર્ણયબળ અથવા કાર્ય અંગેની સંકલ્પશક્તિ. આ છે મનુષ્યચિત્તની ક્રમિક કે એકસાથેની પ્રક્રિયા.

જે મન સુદૃઢ હોય તેની ઇષ્ટ સંકલ્પશક્તિ સદ્યસચેત હોય. પણ જેનું ચિત સંઘર્ષમય હોય તેનું શું? તેની બુદ્ધિ અને લાગણીનું ઘમસાણ હોય: સમગ્ર મનની પરિપકવતાની ઊણપ હોય, અથવા મનની નિર્બળતા હોય: કે પછી વધારે વેધક સત્ય તરફની ગતિ અંગેની અથામણ હોય: જે કારણ હોય તે: પણ આટલું નિશ્ચિત: સંઘર્ષ-ઘેરાયેલા મનની સંકલ્પશક્તિ, રફતે રફતે ક્ષીણ થતી જાય છે. મનુષ્ય-ચિત્તની નિર્ણયશક્તિ, અને તેયે મંગળ — શુભ ક્રિયાવૃત્તિ પાછળ, ઉપર્યુક્ત જ્ઞાન ને લાગણીનાં ઘટકો સુપેરે કારગત નીવડતાં હોય છે. જે વ્યક્તિનું મનોબળ દૃઢ હોય તેની સંકલ્પબુદ્ધિ સચેત હોય: એના જેવું માનવ-વ્યક્તિત્વનું અન્ય કયું સુભાગ્ય હોય? એથી ઉપર્યુક્ત મંત્રમાં મંત્રદ્રષ્ટા ઋષિ મનની શુભ સંકલ્પશક્તિ અર્થે પ્રાર્થે છે. એમ કરીને તે વ્યક્તિ જીવનની ચેતનાના કેટકેટલા અંશો માગી લે છે. આ મંત્ર સમજવાથી તેનો ખ્યાલ આવશે.

ઋષિએ એ અંશોના વર્ણન વડે, મન જેવા સૂક્ષ્મ તત્ત્વને કેવું ગ્રાહ્ય બનાવ્યું છે! આપણે મન વિશે મૂળભૂત સાદાં સત્યો સમજીએ

છીએ : એક, મન એક એવો ચિત્તનો અંશ છે કે જડ દેહનો વિનાશ થતાં, મન જેમાં પ્રધાન છે તેવા સૂક્ષ્મ શરીરનો વિનાશ થતો નથી : તે અ-મૃત છે.

બીજું સત્ય એ કે શરીર સ્થૂલ છે, મન સૂક્ષ્માતિસૂક્ષ્મ છે; છતાં આ બન્ને અવિભાજ્ય છે. એક વડે અન્યની હસ્તી છે. એપરથી એક કથન કે શરીર છે તે દેખાય એવું મન છે : મન એ ન દેખાય એવું શરીર છે. આમ આત્મા — જેને ચેતનાસ્વરૂપ મન તરીકે અહીં ઓળખ્યું છે, તેનું માધ્યમ તે દેહ છે : દેહનું સંજીવનપણું તે આત્મા પર અવલંબે છે. આ આત્માના અંશ રૂપ મનને ગાંધીજીએ અંતઃકરણનો અવાજ કહ્યો છે. તેવા સચેત મનતત્ત્વને ઉદ્દેશીને ઋષિ પ્રાર્થે છે.

મનની આ સૂક્ષ્મતા અને અનંત શક્તિઓને લક્ષમાં લઈને ઉપનિષદના કર્તા અનેક વેળા તેનો પંખી તરીકે ઉલ્લેખ કરે છે; એક સ્થળે તો ઉપનિષદમાં પ્રાણરૂપી દોરીથી મનરૂપી પંખી બંધાયેલું, કહ્યું છે.

પ્રસ્તુત મંત્રમાં મનનું સ્વરૂપ વર્ણવતાં, તેનાં ઘટકો — પ્રજ્ઞા, ચિત્ત, ધૃતિ, દ્યુતિ કહ્યાં છે. આ પ્રજ્ઞા શુ છે ? વિવેક કરીને સમજનારી વિશેષ જ્ઞાનની રાગદ્વેષરહિત શક્તિ તે પ્રજ્ઞા છે. ચિત્ત તે જોઈ ગયાં તેમ મન છે. જ્યારે ધૃતિ કહેતાં ધીરજ, એ ભૌતિકથી માંડીને આધ્યાત્મિક કોટિની ચેતનાનું ધારણ રાખી શકે તેવો ગુણ છે; તેથી ગીતાના સોળમા અધ્યાયમાં દૈવી સંપત્તિમાં તેની ગણના છે. આ બધી શક્તિઓ માનવમનને જ્ઞાન વડે પ્રકાશમય કરે છે. તેથી તે લોકનો અર્થાત્ વ્યક્તિસમષ્ટિનો નિત્ય તપતો આંતરપ્રકાશ છે.

ઋષિ મંત્ર અંતે મનનો મહિમા દાખવવા કહે છે કે આવા મનતત્ત્વના પ્રકાશ વિના કંઈ કર્મ ન કરી શકાય. એવું આ ચિરંતન આંતરપ્રકાશમય, અ-મૃતમય મન, તેવા જ પ્રયોજન અર્થે કલ્યાણકારી — શુભ સંકલ્પવાળું બની રહો. આથી વિશેષ શું માગવાનું હોય ?

જે એક માગતાં સર્વ સાંપડે તેની આ યાચના અને પોતાને અંગેની હિતેચ્છા છે.

આર્ય સંસ્કૃતિ પોતાના પુરુષાર્થને સાંપડેલ સિદ્ધિમાં, ઈશ્વરને નિમિત્તરૂપ માને છે. એ શ્રદ્ધામાંથી જમતી નમ્રતા છે. સહજ છે કે તેથી વિપરીત, પોતાના પુરુષાર્થના સંકલ્પબળ માટેયે તે આસ્તિકભાવે પ્રભુને પ્રાર્થી રહે.

આ સંદર્ભમાં ગાંધીયુગના કવિ રામનારાયણ પાઠકનું ભજન 'આતમરામ' સંભારવા જેવું છે. કવિ ઇષ્ટ સંકલ્પમાં પ્રેરવા માટે પોતાના આત્માને વિનંતીસહિત ઉદ્બોધન કરે છે. માનવચિત્ત પાસે બીજી બીજી અનેક શક્તિઓનો અસબાબ હોય : પણ ઇષ્ટ નિર્ણયને પ્રેરનારું સંકલ્પબળ જાગ્રત ન હોય, તો શું વળે? તે બધું વ્યર્થ જાય. એટલે મન કે ચિત્ત કહો, આત્મા કે અંતઃકરણ કહો — એ ચેતનાને ઓળખવા લીધેલા છૂટપૂર્વકના પ્રયોગો છે. તે ચેતનાને ઇષ્ટ ક્રિયાનિર્ણયમાં પ્રેરીને જીવનની આધ્યાત્મિક કૃતાર્થતા પામવા માટે ગાંધીયુગના એ કવિ કહે છે :

જાગોજી, જાગોજી વ્હાલા આતમરામ.

આમ શિવસંકલ્પ એટલે જ જાગૃતિ.

૧૯-૧-'૭૯

# બ્રહ્માનંદનો કેફ

યોગરતો વા ભોગરતો વા સઙ્ગરતો વા સઙ્ગવિહીનઃ ।
યસ્ય બ્રહ્મણિ રમતે ચિત્તં નન્દતિ નન્દતિ નન્દત્યેવ ।।

શ્રી શંકરાચાર્યકૃત 'ભજગોવિંદમ્', શ્લો. ૧૯

અર્થ :

યોગમાં લીન હોય કે ભોગમાં : રાગમાં રાચતો હોય કે નિઃસંગ હોય: જેનું ચિત્ત બ્રહ્મ કહેતાં પરમાત્મામાં રમે છે, તે તો આનંદમાં, આનંદમાં ને આનંદમાં જ છે.

પવનનું પોટલું બંધાય કે? જિવાળ: ઘડાનું વહી જતું વારિ રોકાય કે? જો હા, તો ચિત્તની ચંચળતા રોકાય. રૂપાહૂપ કરતું મનનું મર્કટ, વિષયોની ડાળ પર ડાળો ઠેકંઠેક કરે, તેને કોક વિરલો જ વારી શકે. ભગીરથ પ્રયત્ને. જે ચિત્તનો નિરોધ — નિયંત્રણ કરી શકે, તે જ ચિત્તની ચંચળતાને વારી — રોકી શકે. જેનું એટલું ગજું, તેનો બેડો પાર.

ભારતવર્ષની ધર્મધારાએ જ્ઞાન, ભક્તિ, કર્મ અને યોગને આત્માને પામવા માટેનાં સાધનો લેખ્યાં છે; તેમાં ચિત્તનિરોધનો કીમિયો યોગમાર્ગનો છે. ચિત્તનિરોધ અર્થે, પ્રાણાયામ ધ્યાન ધારણા વગેરેનો સમાવેશ છે. પરિણામે આપણે ત્યાં, યોગ અંગેનું ઘણું સાહિત્ય ઉપલબ્ધ થયેલું છે. હિંદુ ધર્મ યોગધારાથીયે સંસિદ્ધ છે. છતાં યોગ ને તેમાંનો ચિત્તનિરોધ, દુષ્કર તે દુષ્કર જ.

આ ચિત્તનિરોધનું કંઈ પ્રયોજન? ચિત્તના સંચારને, મનના આવેગને રોકવો તે. પણ એ તો નકારાત્મક રીત. ત્યારે તેની કોઈ હકારાત્મક, પરમ રીત ખરી? હા. બ્રહ્મસમાધિની. કહો કે પરમાત્મા અંગેના ચિત્તના અનુસંધાનની. હિંદુ ધર્મશાસ્ત્રો ચિત્તની એ ક્રિયાને યોગસમાધિ કહે છે.

આ યોગસમાધિ દ્વારા પૂર્ણ ધ્યાનપૂર્વક જીવનું પરમાત્મામાં લીન થઈ જવાપણું છે. આ ભૌતિક જડ જગત ચલાયમાન— ચંચલ છે. તેમાં પ્રવૃત્ત થતા ચિત્તને પણ તેનો પાસ લાગ્યા વિના રહેતો નથી. તો બીજી બાજુ, પરમાત્માના સાયુજ્યની શક્યતાયે આપણા ધર્મે સ્વીકારી છે. માટે જ યોગ અને તે વડે અવિચલ બ્રહ્મ જોડેનું તદ્રૂપપણું છે. યોગની પહેલ પ્રથમ શરત તે ચિત્તનો નિરોધ. તેમાંથી જ ચિત્તની પ્રભુ પ્રતિ એકાગ્રતા છે.

ઉપરનો શ્લોક શંકરાચાર્યના 'ભજ ગોવિન્દમ્'માંથી લીધો છે. એ લોકપ્રિય પદ, ખુદ શંકરાચાર્યનું હશે, અને હશે તો આખુંય તેનું

હશે, એ વિશે વિવાદ છે. જે હોય તે. પણ તે છે હૃદ્ય જ્ઞાન. જ્ઞાન ઉપદેશવૈરાગ્યની વાત આવતી છતાં પણ હૃદ્ય. તેમાં ભૌતિક જીવનના ભોગ અને ભોગી જીવોનું બયાન, એનો અભાવ — અણગમો થાય, તેવી રીતે તાદૃશ કરીને નિરૂપેલાં છે: એમ કરીને વૈરાગ્યનો પુરસ્કાર કર્યો છે.

ગીતા બ્રહ્મસાધનાના બે ઉપાયો સૂચવે છે: એક વૈરાગ્ય ને બીજો અભ્યાસ. પણ વૈરાગ્યેય સાત્ત્વિક છતાં છે ચિત્તે ધારણ કરેલું નિષેધાત્મક — નકારાત્મક વલણ. જ્યારે અભ્યાસ એ હકારાત્મક — વિધેયાત્મક સાધના છે. અભ્યાસ — ફરીફરી સેવન, એ બ્રહ્મતત્ત્વ પ્રતિ ધ્યાન ઠેરવવાની ઇષ્ટ ક્રિયા છે. વૈરાગ્ય અને ચિત્તનિરોધને સંબંધ છે, એ પ્રમાણે અભ્યાસ અને યોગને છે. શંકરાચાર્ય સમગ્ર કૃતિમાં જુદા જુદા શ્લોક દ્વારા, બંને રીતો અખત્યાર કરે છે. ઉપર આપેલો શ્લોક એવી અભ્યાસલીન બ્રહ્માકાર દશાનો રૂડી રીતે નિર્દેશ કરે છે. કઈ રીતે તે જાણીએ.

આ શ્લોકમાં છે બ્રહ્મલીન યોગીનું સ્વરૂપદર્શન; જેના ચિત્તનો તાર પ્રભુ જોડે લગાતાર લાગેલો છે, તેની કોઈ એંધાણી મળે ખરી? શંકરાચાર્ય કહે છે, હા. જો એક વેળા બ્રહ્મલગની લાગી ગઈ, તો પછી મીરાંના શબ્દોમાં,

> બડે ઘર તાલી લાગી,
> મ્હારા મનની ઉણારત ભાગી

એવાળી વાત બની રહે છે. પૂર્ણ છે પરમેશ્વર: જીવ છે ઊણો — અધૂરો. જો જીવનું શિવ જોડે અનુસંધાન થાય તો બધી ઊણપો ટળે: જીવની બધી આળપંપાળ અળપાઈ જાય. પછી તે 'સંસાર શું સરસો' રહ્યો છતાં ન રહ્યો બરાબર બને. શંકરાચાર્ય તેના વલણનું વર્ણન આ પ્રમાણેની પરંપરાની વિલક્ષણ — પરસ્પરવિરોધી વર્ણનવાણીમાં કરે છે.

એવો યોગી યોગમાં હોય કે ભોગમાં: તેને મન તમામ સરખું

જ છે. તેવાને દુન્યવી ભોગો ભોગવવા છતાં તેનું કશું લેપન નથી. સંસારીઓથી સંગ સાધે વા અસંગ હોય, તેની તેને તથા નથી. સંગ છતાં નથી તેને આસક્તિ : અસંગ છતાં, નથી તેને અસં(ઙં)ગરો. અર્થાત્ સંગ વિના સોરાવું નથી; એવી સ્થિર પ્રજ્ઞાનો તેને પ્રસાદ છે. પણ યોગમાં હોય તો ? તો તો કોઈ પ્રશ્ન જ નથી. ત્યારે તે પોતામાં જ સ્થિર છે — આત્મસ્થ છે. તે તેની સહજલબ્ધિ છે.

દુન્યવી દૃષ્ટિએ, ભલે આ હો પરસ્પરવિરોધી દશા. તેમાં તે જીવે છે, કારણ, બ્રહ્મમાં લયલીન છે. બ્રહ્મના શ્વેતશુભ્ર રંગમાં જીવનના વિવિધ રંગો ગળી-ભળી જાય છે. એની કને છે આત્માની અનિર્વચનીય સમતા, સમતોલન બુદ્ધિ. તેને આનંદ, આનંદ ને પરમાનંદ જ છે.

પ્રસ્તુત શ્લોકમાં શંકરાચાર્ય પ્રભુપાગલ યોગીની આત્મમસ્ત એકાકાર દશાની ખુમારીનું સુંદર આલેખન કરે છે. કવિને એ સ્વરૂપના પાગલપણા વિશેનો બરાબર ખ્યાલ છે. તેથી બે શ્લોક મૂકીને, ત્રીજા ૨૨મા શ્લોકમાં તેનું સ્વરૂપ બતાવે છે, આમ કહીને :

**યોગી યોગનિયોજિતચિત્તો રમતે બાલોન્મત્તવદેવ ॥**

એવા યોગી કે જેનું ચિત્ત યોગમાં નિયોજિત — પ્રેરેલું હોય, તે બાળક અને પાગલની માફક બ્રહ્મચૈતન્યમાં રમમાણ હોય છે. આવો બ્રહ્મકેફ તે જ અનન્ય દશા — બ્રાહ્મ અવસ્થા. આ યોગી બ્રહ્મમય બની પોતે જ પોતાની જોડે ખેલે છે. બાહ્ય આધાર એને જોઈતો નથી. નરસિંહ મહેતાની પંક્તિનો આ સંદર્ભમાં અર્થ કરીને કહીએ તો, તેને માટે

બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.

શંકરાચાર્યે આ શ્લોકનિમિત્તે આત્માનું જે સહજ હળવાપણું, સહજસ્ફૂર્તિ અને સહજનિવૃત્તિરૂપે પ્રતીત, તેનું સુપેરે દર્શન કરાવ્યું છે. એવી પ્રસન્નતાનો પ્રસાદ છેલ્લી પંક્તિમાં વરતાય છે, એ પંક્તિની પુનરાવર્તનશૈલી વડે એ તેજસ્વી આચાર્યે — પરમાનંદ

દશાનો જયજયકાર — કે પછી, થૈથૈકાર કહીશું? તેને — ગાયો છે. આમ 'નંદતિ નંદતિ નંદતિ'ના આનંદની 'કેવલ' દશાનો આ નશો, ભાવિકને રટણ દ્વારા પહોંચી જાય છે. કાવ્યનો ભાવક્ય છે તો ભાવિક જ ને?

આ અનેરો કેફ, શ્લોકના શબ્દાર્થ ને સુગેય છંદ દ્વારા શું પ્રતીત થતો નથી જણાતો?

૫-૧૦-'૭૫

# સોપાનક્રમ

**સત્સઙ્ગત્વે નિસ્સઙ્ગત્વં નિસ્સઙ્ગત્વે નિર્મોહત્વમ્ ।**
**નિર્મોહત્વે નિશ્ચલતત્ત્વં નિશ્ચલતત્ત્વે જીવન્મુક્તિઃ ।।**

શ્રી શંકરાચાર્ય રચિત 'ભજગોવિન્દમ્', શ્લો. ૯

**અર્થ :**

સત્સંગમાંથી નિઃસંગતા અને નિઃસંગતામાંથી જ નિર્મોહ જન્મે; નિર્મોહતામાંથી અવિચલ (એવું આત્મતત્ત્વ) જન્મે અને અવિચલતામાંથી જ ઉદ્ભવે જીવન્મુક્તિ.

છેક ઉપરને મજલે મજલ કરવાની છે : એક પછી એક : એમ કરતાં છેક ટોચ લગીનાં સોપાનની સાધનાનો સંકલ્પ છે. એ છે આત્મવિકાસનાં સોપાનો ચડવાનો ક્રમ. પણ તે છે શેનાં સોપાન? મનુષ્યને ઇષ્ટ સંગ — એ છે પહેલું પગથિયું. આ ભવના પ્રવાસમાં સંગત જરૂરી છે; એથી પ્રવાસ બનવાનો છે આસાન ને સુખદ : વિકાસ પણ પ્રેરવાનો છે.

પણ પહેલું પગથિયું, એ જ તો છે ને મોટી વાત? ને મહત્ત્વની ભૂમિકા. જો માંડણી જ મિથ્યા, તો ચણતર કેવુંક? દોદળું. એટલે જ પરથમ પગથિયે જાળવીને — સાચવીને સંચરવાનું છે : સમજીને પગ માંડવાનો છે.

જુઓ, આ પ્રમાણેનો છે એનો આરોહણક્રમ — ઉન્નતિક્રમ : સત્સંગ → નિઃસંગ → નિર્મોહ → આત્મસાક્ષાત્કાર તે જ જીવન્મુક્તિ. આત્મસાક્ષાત્કાર ને જીવન્મુક્તિ, તે એક જ સિક્કો, પણ બે પાસાં. બીજા રૂપક વડે કહીએ : અહીં પ્રથમ ત્રણ પગલાંનો વિક્રમ રચીને, ચોથે પગલે ડગ ભર્યું ન ભર્યું ને સાધનાની અપૂર્વ સિદ્ધિ તે આત્મ-સાક્ષાત્કારની અનુભૂતિ છે. એ ત્રણ પગલાંમાં, જીવની આસુરી સંપત્તિનો બલિ હોમાઈ જાય છે. પણ એ ત્રિવિક્રમ, તે કંઈ સહેલ વાત નથી; જીવનભરની નિષ્ઠાની દુહાઈ છે.

જેમ ગીતા કહે છે કે પહેલાં કર્મ, પછી વિશેષ ધ્યાનપૂર્વકનું વિકર્મ અને તેમાંથી જ અકર્મ એટલે કે કર્મમાત્રથી મુક્તિ ને તેની પરમતા. એ જ આત્મસાક્ષાત્કાર. આ પ્રક્રિયાને અધ્યાત્મ સાધનાની પરિભાષામાં સમજીએ તો, પ્રથમ સત્ત્વગુણ, પછી તેમાંથીયે ઊફરાં થઈ જવાની સ્થિરપ્રજ્ઞા, જેનું પરિણામ આવે છે જીવન્મુક્ત બ્રહ્માકાર દશા.

આ શ્લોકમાં આપેલી પ્રક્રિયા વિગતે સમજવા જેવી છે. જેનું આંતરલું એટલે કે સત્ તત્ત્વ જાગતુંજોધ હોય, તેને જ સત્સંગની ભાળ મળે. એ છે તેણે કરેલી પ્રથમ સોપાનની ઇષ્ટ પસંદગી. કારણ, જેવો

સંગ તેવો જ લાગવાનો છે જીવનને રંગ. એથી વિવેક વાપરીને સાચો ને સારો સંગ શોધવાનો છે. મનુષ્ય ઇષ્ટ સંગથી જીવન અને વળી મૃત્યુયે તરી જાય છે: એવી સદ્ગતિ તે હાંસલ કરે છે. સારા સંગથી કેળવાયેલી સાત્ત્વિકતા અકસીર અને ઉજમાળી હોય છે. સાત્ત્વિક માનવ, મનુષ્યમાં મનુષ્ય કરતાં વિશેષે સત્ત્વ પ્રતિ લક્ષ ઠેરવવાની વૃત્તિ ધરાવતો હોય છે. અર્થાત્ તે નિઃસંગતાને સોપાને ચડતાં, આત્મસાક્ષાત્કારના લક્ષ્યને સેવે છે. નિઃસંગતાના વલણથી તે નિર્મોહને — અનાસક્તિને કેળવે છે. તો વળી નિર્મોહ દશા તેને નિઃસંગ રહેવા પ્રેરે છે. બન્ને પરસ્પર ઉપકારક છે. અને વાતેય સાચી છે. મનુષ્ય સંબંધ ગમે તેવો ઉત્તમ હોય તોપણ તેની મર્યાદા છે. જ્યારે નિર્ભેળ એવું સત્ તત્ત્વનું જ્ઞાન એ નિશ્ચયાત્મક બાબત છે. જે એક એવા સ્તરે લઈ જઈને મૂકે છે જ્યાંથી સંસારની નિઃસારતા — વ્યર્થતા આપોઆપ ઊકલી જાય છે. આમ નિર્મોહ દશાએ આવીને ઊભતાં સાધકને 'ઝળહળ જ્યોત ઉદ્યોત' એવા આત્મતત્ત્વનું અમર સોપાન સાક્ષાત્ થાય છે. આ પ્રકાશ, જીવનની નિઃસાર ઉપાધિઓ એટલે કે વળગણોમાંથી છુટકારો અપાવે છે. તે જ જીવન્મુક્તિ. આત્મ-સાક્ષાત્કારથી પરમાત્મા-સાક્ષાત્કારરૂપ પરાકાષ્ઠાને પામી શકાય છે.

આ શ્લોકમાં શ્રીશંકરાચાર્યે સાધક માટે સોપાનક્રમ ચીંધ્યો છે. પરસ્પર સંબંધવાળાં આ સોપાન આત્મસાક્ષાત્કારનો સહજપણે મહિમા કરે છે. પણ તેથી મૂળ એટલે કે પ્રથમ સોપાનનું મૂલ્ય નાનું-સૂનું નથી; બલકે ઠીકઠીક છે. એટલે જ શંકરાચાર્ય, આ શ્લોક જેમાંથી લીધો છે તે આખી કૃતિમાં બીજા બે શ્લોકોમાં સત્સંગની અગત્ય આગળ કરે છે. ૧૩મા શ્લોકમાં,

**ત્રિજગતિ સજ્જનસંગતિરેકા ભવતિ ભવાર્ણવતરણે નૌકા ।।**

ત્રણે જગતમાં સજ્જનસંગતિ એ જ એક આ ભવસાગર તરી જવાની નૌકા છે. તો શ્લોક ૨૭માં,

**નેયં સજ્જનસંગે ચિત્તમ્‌।**

ચિત્તને સજ્જનસંગ ભણી વાળ, એવો અનુરોધ છે.

આપણા ધર્મે આધ્યાત્મિકતા માટે જેવો સદ્‌ગુરુનો તેવો જ સત્સંગનો વળીવળીને મહિમા કર્યો છે. અંતે તો ગુરુશરણ એય એક સત્સંગ જ છે ને? તે ઉપરાંત અહીં સામાન્ય અર્થનીયે વાત છે. મનુષ્યને શૂન્યમાં જવાના દુર્ગમ પંથે, એ ઉત્તમ આધાર છે, અમોઘ — કદી નિષ્ફળ ન જનાર એવો.

શ્રી શંકરાચાર્યનું 'ભજ ગોવિંદમ્' એ ૩૧ શ્લોકનું પદ્યકાવ્ય છે. એમ કહેવાય છે કે તેમાંના પ્રથમ ૧૨ શ્લોકો શંકરાચાર્યના છે. તે પછીના ૧૪ છે, તેમના ચૌદ શિષ્યગણના; છેવટના વળી પાછા શંકરાચાર્યના. કૃતિરચના વિશેની આ માન્યતાનું વાસ્તવિક પ્રમાણ કોઈ નથી. પરંતુ તે બધી રચનાઓ પરસ્પર સંવાદી છે, એમ જણાય છે. શ્રી શંકરાચાર્યે તેને જ્ઞાનભક્તિના રાસાયણિક રમણીકરૂપે રચીને જનતાની જીભને ટેરવે રમતું કર્યું છે. તે સંસ્કૃતમાં હોવા છતાં તેનાથી સદંતર અજાણ ગુજરાતીને પણ તે સમજાય તેવું તેનું સહજ-સહેલું તત્ત્વબોધપણું અને ભાષાપોત છે.

**ભજ ગોવિન્દં ભજ ગોવિન્દં ગોવિન્દં ભજ મૂઢમતે।**

એવી સરલ સુગેય રચનાથી કૃતિ આરંભાય છે: તે પરથી જ તેનું શીર્ષક રૂઢ થયું જણાય છે. તેની સરલતાની સચોટતા સદ્ય આકર્ષી લે છે.

આ આખી કૃતિમાં માયાવી એવા ભૌતિક પદાર્થોની ક્ષણભંગુર નિઃસારતા, માનવી જીવનની ક્ષણિકતા, જીવને માટે દુશ્છેદ્ય આસક્તિ ને તેને પાર કરી જવાનાં સૂચનો પ્રવાહી ને લયલાલિત્યશૈલીએ નિરૂપાયાં છે. તેમ કરતાં ભૌતિક જગતનું કુત્સિતપણું ક્યાંક ભર્તૃ-હરિશૈલીએ વર્ણવ્યું છે. છતાં તેમાં વૈરાગ્યની સખ્તાઈ ને કઠોરતા નથી. કૃતિનો સમગ્ર બોધ જનસમાજને રુચતી રીતે અનુનયપૂર્વક

સમન્વવટથી ધર્યો છે: ને તેથી જ કુત્સિતતા મૂર્તપણે મૂકી છે. તેની આ લોકગમ્ય રજૂઆત પાછળ કર્તાની જ્ઞાનવિશદતા ને કાવ્યાત્મકતાનું કૌશલ છે.

કવિની આ રોચક રજૂઆતમાં તેણે યોજેલા છંદે પણ સારી યારી આપેલી જણાય છે. એ છંદ કયો છે? કૃતિને જે રૂમઝૂમતું સુગેયત્વ લાધ્યું છે, તે તેના માત્રામેળ છંદને લઈને. ૧૬–૧૬ માત્રાની પ્રત્યેક એવી સમાન માપની ચચ્ચાર પંક્તિને કારણે તે માત્રાસમક કહેવાય છે. એ છંદના કુલનો એક પેટાપ્રકાર છે, જે પાદાકુલક નામે ઓળખાય છે. માત્રાસમક છંદની ૧૬ માત્રામાંની અમુક અમુક સ્થાનીય લઘુગુરુ વિવિધતા પરથી, તેના પેટાપ્રકારોનાં જુદાં જુદાં નામો છે. તેની વિવિધ ભાતોના મિશ્રણવાળી કૃતિને આપટેકોશ પાદાકુલક છંદ કહે છે અને એના દૃષ્ટાંતલેખે 'ભજ ગોવિંદમ્'માંથી જ ઉદાહરણ આપે છે. પઠન પરથી આ રચનાની લોકપ્રિયતામાં પ્રસ્તુત છંદનો કેટલો બધો હિસ્સો છે, તે લય પરથી કળાય છે. પ્રથમ બે પંક્તિઓ કૃતિની ધ્રુવપંક્તિની ગરજ સારે એવી છે. તેને ઉચ્ચારચમત્કૃતિ અર્પવા કવિએ બે કળ વાપરી છે; એક છે, બીજી પંક્તિમાં 'ગોવિન્દં ભજ' એમ ઉથલાવીને, આગલી પંક્તિના બે વારનાં પુનરાવર્તનને વૈવિધ્યથી સજાવીને ત્રીજી વાર મૂકવામાં ખૂબી કરી છે; બીજી કળ છે, બીજી પંક્તિમાં ૧૬ને બદલે ૧૫ માત્રા મૂકી ઉચ્ચારણમાં જરીક તોછડાપણું આણીને વૈચિત્ર્ય સાધ્યું છે. જેથી 'મૂઢમતે' સંબોધનને ઉઠાવ મળે છે.

શ્રી શંકરાચાર્યે વેદાંતદર્શન વડે ભારતના ધર્મચિંતનક્ષેત્રે દિગ્વિજય કરેલો. બૌદ્ધ ધર્મ બાદ, પોતાના પ્રખર જ્ઞાનોપદેશથી તેમણે હિંદુ ધર્મને સ્થિરતા આપી. અસાધારણ પ્રતિભાવાળા આ મેધાવી તત્ત્વચિંતક પ્રખર જ્ઞાની ને સાથે સાથે ભાવુક ભક્ત છે. હિંદુ ધર્મે આત્મસાધનાના માર્ગ લેખે જ્ઞાન, ભક્તિ, કર્મ અને યોગ ચીંધેલાં છે. શંકરાચાર્યે એ જ્ઞાનમાર્ગને સર્વોચ્ચ કક્ષાએ બઢાવ્યો. ભક્તિ જો

મહદ્ અંશે સગુણ પ્રભુની ઉપાસના છે, તો જ્ઞાન છે નિર્ગુણ રૂપની ઉપાસના. ઉપરના ચારેમાંથી કોઈ એક માર્ગે ઉપાસના કરતો સાધક બીજાં ત્રણે તત્ત્વોને આવરી લેતો હોય છે. માત્ર એટલું જ કે એ તત્ત્વોના સ્વીકારનું પ્રમાણ અને રીત એના વ્યક્તિત્વ પર અવલંબે છે. શંકરાચાર્ય એક એવા વિરલ મનીષી હતા કે તેમના વટવૃક્ષ સમા જ્ઞાનવૃક્ષને ભક્તિ અને કર્મનાં લેલુંબ ફલ લાગેલાં હતાં.

તેમણે કેવલાદ્વૈતના ભવ્ય સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું; પણ વ્યવહારની ભૂમિકા પર સાધન-દશા-અર્થે દ્વૈતનો સ્વીકાર કર્યો હતો. હવે જો જ્ઞાન એ અદ્વૈતના નિર્ગુણ તત્ત્વપ્રતિ પ્રેરક છે, તો ભક્તિ ભેદમૂલક હોઈ એકથી અન્યની — કહો, કે શિવથી અલગ જીવની તેમાં અપેક્ષા છે. તેથી 'વિવેકચૂડામણિ' ગ્રંથમાં તેમણે કહ્યું છે કે મોક્ષસાધનામાં ભક્તિની ગરિમા વિશેષ છે. શંકરાચાર્યની એ ઉભય શ્રદ્ધા તેમના ગ્રંથકર્તૃત્વમાં પ્રતીત થાય છે. પ્રકર્ષ તત્ત્વચિંતનના પ્રગાઢ પાંડિત્યલેખનની સાથે સાથે, તેમણે લખેલાં અનેક દેવદેવીસ્તોત્રો તેની સાખ પૂરે છે. 'દક્ષિણામૂર્તિ'નું સ્તોત્ર, 'આનંદલહરી' અને 'સૌન્દર્ય-લહરી' જેવાં પદ્યો ભક્તિરસ અને સૌન્દર્યથી તરબોળ છે.

શંકરાચાર્ય જેવા દ્રષ્ટાઋષિ અનેક સૈકે, ક્વચિત જ પાકે.

૨૪-૯-'૭૫

# તિતિક્ષા

સહનં સર્વદુઃખાનામપ્રતિકારપૂર્વકમ્ ।
ચિંતાવિલાપરહિતં સા તિતિક્ષા નિગદ્યતે ॥

શ્રી શંકરાચાર્યકૃત વિવેકચૂડામણિ, શ્લો. ૨૮

અનુવાદ :

સહવા સર્વ સંતાપો કૈં વિરોધ કર્યા વિના,
ચિંતાવિલાપ છાંડીને તિતિક્ષા તેહને કહી.

'વિવેકચૂડામણિ' એ શ્રી શંકરાચાર્યના સરલ તત્ત્વદર્શનનું કાવ્ય-પુસ્તક છે; ૫૮૦ શ્લોક તેમાં રચેલા છે. ગુરુશિષ્ય-સંવાદ-શૈલીએ તેમાં મુક્તિવાંછુ જીવોને આત્મજ્ઞાનનો બોધ છે. એ સંવાદશૈલી આપણે ત્યાં પરંપરાથી પ્રચલિત થઈ; તેનાં એંધાણ છેક અહીં છે. આત્માનું સ્વરૂપ, આત્મજ્ઞાન, તેમ જ તેનાં સાધનો, વળી બ્રહ્મ કહેતાં પરમાત્માનું સ્વરૂપ અને તેનાં જ્ઞાનસાધનોનું અહીં નિરૂપણ છે. તે એટલું સરલ છે અને તેની રજૂઆત શક્ય એટલી ભાવપૂર્વકની છે કે તેમાં જ આ જ્ઞાનભક્તિના સમર્થ સ્વામીનું પ્રભુત્વ પ્રગટી આવે છે. બ્રહ્મજ્ઞાનની આ ગૂઢ તત્ત્વવિદ્યાની આટલી લોકગમ્ય રજૂઆત, એ મહામેધાવિની વિશદબોધકવ્યાપક ચેતનાની પ્રસાદી તરીકે પ્રભવે છે, એ તેની ખૂબી છે.

'વિવેકચૂડામણિ' એટલે ? ચૂડામણિનો અર્થ છે, મુગટનો મણિ. તે વિશેષ લક્ષપાત્ર હોઈ, સર્વથી મોખરે — મહત્ત્વને સ્થાને હોય છે; એથી એ ઉત્તમ રત્ન હોય છે; તેમ અહીં આત્મિક સંપત્તિમાં વિવેક-ગુણનું સર્વોત્કૃષ્ટ મૂલ્ય છે. તેથી તેને લક્ષ અને લક્ષ્યપાત્ર ગુણ લેખ્યો છે. એટલે જ તો શંકરાચાર્યે આ ગ્રંથના ચૂડામણિ સમા શીર્ષકસ્થાને તે શબ્દનું આસન ઠરાવ્યું છે ને !

ચિત્તના આ વિવેકગુણને આત્મા અને પરમાત્માના સાક્ષાત્કાર અર્થે, આધ્યાત્મિક ભૂમિકાએ વિકસાવવો પડે છે; તેને જે પ્રકારે અને જે રીતે વિકસાવવો પડે છે, તેનો અહીં પરિચયબોધ છે. વિવેક એટલે સારુંનરસું સમજનારી બુદ્ધિ; પદાર્થો, ગુણો વગેરેનો ભેદ સમજ-નારી, તુલનાત્મક, તત્ત્વગ્રાહી બુદ્ધિ. હંસ જેમ નીર અને ક્ષીરનો વિવેક એટલે ભેદ ઓળખતો — સમજતો લેખાય છે, તેમ મનુષ્યે આ દ્વન્દ્વોથી ભરેલા જગતનાં ઇષ્ટઅનિષ્ટ તત્ત્વોને પિછાનવાં પ્રમાણવાં જોઈએ. જેથી કરીને ઇષ્ટની ગતિને માર્ગે, અંતે પરમ તત્ત્વ પ્રતિ ચિત્તની એકાગ્રતા સાધી શકાય. આમ વિવેક તે મનુષ્યનો ઉત્તમ ચેતનાનો

વિશેષ છે; વિબુધોના ચિત્તમાં વિરાજે છે. જેથી તેની પ્રજ્ઞા સ્થિર થાય છે. શ્રી શંકરાચાર્યે આધ્યાત્મિકતાના દષ્ટિબિંદુથી આ વિવેકસાધનાનો તરીકો અત્રે દર્શાવેલો છે. બ્રહ્મજિજ્ઞાસુ શિષ્યે બ્રહ્મજ્ઞાની ગુરુ પાસેથી વિવેકની સમજસાધના દ્વારા આત્મવિદ્યા મેળવવાની હોય છે. એ બાબતનો, ઉદ્‌બોધન અને અનુરોધ દ્વારા, જ્ઞાનના કીમિયાગર શંકરાચાર્યે આ કૃતિમાં બોધ કરેલો છે.

અજ્ઞાનમાંથી મન અને દેહનાં બંધનો ઉદ્‌ભવે છે. આત્મસ્વરૂપના જ્ઞાનથી અને બ્રહ્મજિજ્ઞાસાથી એ બંધનોમાંથી મુક્તિ મળે છે. એવી મુક્તિનો અભિલાષી સાધક તે મુમુક્ષુ છે. શ્રી શંકરાચાર્યે એવા મુમુક્ષુજન માટે ચાર સાધનો — ઉપાયો કહ્યા છે. જે 'સાધનચતુષ્ટય' તરીકે ઓળખ્યા છે. એ ચારે સાધનો — ઉપાયો સારાસારનો વિવેક સૂચવનારાં છે. તેનાં નામ છે : (૧) નિત્યાનિત્યવસ્તુવિવેક, (૨) ઇહામુત્રાર્થફલભોગવિરાગ, (૩) શમાદિષટ્કસંપત્તિ અને (૪) મુમુક્ષા.

આ ચારેના પરસ્પરસંબંધ સ્વરૂપે તેમને સમજીએ: પ્રથમ નિત્યઅનિત્યના વિવેક વડે, બ્રહ્મ જે અવિનાશી — નિત્ય તત્ત્વ અને જગત જે ક્ષણિક, વિનાશી માટે જ અનિત્ય તત્ત્વ તે બન્નેનો ભેદ ઊકલે છે. તેમ થતાં, બ્રહ્મ સત્ય છે ને જગત મિથ્યા છે એ ભાવ દૃઢ થાય છે; એથી ઇષ્ટ પ્રતિ લક્ષ થાય છે.

બીજું સાધન છે ઇહામુત્રાર્થફલભોગવિરાગ. એટલે કે, આ લોક અને પરલોક બન્નેનાં જે અનિત્ય ફ્લો છે, તે ભોગવવા વિશે વિરક્ત ભાવ રહે છે. અને ભોગવાય તોપણ તે અનાસક્તિથી ભોગવાય છે.

ત્રીજા પ્રકારની સાધનામાં મનુષ્ય શમ, દમ વગેરે આત્માના છ ગુણોની સંપત્તિને કેળવે છે; તેને પરિણામે મુમુક્ષુ-બુદ્ધિ — મોક્ષેચ્છા — મુક્તિની અભિલાષા કેળવાય છે; ઉપરની ચારમાંથી, પહેલા, બીજી અને ચોથી સાધના ઉપરાંત, ત્રીજીમાં રહેલી છ સંપત્તિઓ મળીને કુલ નવની સાધનાથી મનુષ્યને આત્મજ્ઞાન થાય છે.

ત્રીજીની એ છએ છ સંપત્તિઓને — આત્માના ગુણોને, આપણે ઓળખવા જોઈએ : શમ ઉપરાંત દમ, ઉપરમ અથવા ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને છઠ્ઠી સંપત્તિ છે સમાધાન. તેને ટૂંકમાં સમજીએ અને તેમાંના 'તિતક્ષા' ગુણનો વિશેષ ભાવ ગ્રહણ કરીએ.

'શમ' એટલે ચિત્તનું નિયમન— નિયંત્રણ. વિષયોમાંથી મનને વારી લઈ પોતાના લક્ષ્યમાં જે સ્થિરતા, તે શમ અવસ્થા છે. જયારે 'દમ' છે, બાહ્ય ઇન્દ્રિયો — જ્ઞાનેન્દ્રિયો ને કર્મેન્દ્રિયોને વહી જતી, વાળી લેવી તે. ઉપરમ દ્વારા વ્યક્તિ ચુસ્તપણે એકાગ્રતાથી સ્વધર્મનું આચરણ કરે છે. 'તિતિક્ષા'નો અર્થ છે, જે કંઈ આવે તે ધીરતાથી વેઠી લેવાની વૃત્તિ; સુખદુઃખ વગેરે દ્વન્દ્વોને સમજી જે કંઈ પ્રતિકૂલતા હોય તેને શાંતિપૂર્વક સહી લેવી તે જ તપની વૃત્તિ અને તે તિતિક્ષા. 'શ્રદ્ધા'નુ તત્ત્વ તે ગુરુ, શાસ્ત્રગ્રંથો, ધર્મપુરુષો વગેરેનાં વચન, વિચાર ને આચરણમાં ઊંડો વિશ્વાસ; જે એક પ્રકારની આસ્તિકતા જ છે. આત્માની આ સંપત્તિઓ — સદ્‌ગુણોને પરિણામે, બ્રહ્મ — પરમાત્મા તત્ત્વ પ્રતિ ચિત્તની એકાગ્રતા કેળવાય છે. જયારે મનની આવી અવિચલતા ને સતતતા નીપજી આવે, ત્યારે તે 'સમાધાન' ગુણ છે.

આમ આત્માને મોક્ષમાર્ગ પ્રતિ દોરી લઈ જનાર, એક મહત્ત્વની સંપત્તિ તે 'તિતિક્ષા' શક્તિ છે. દુઃખ સહન કરવાની શક્તિ વડે જગતનાં દ્વન્દ્વોની નિઃસારતા સમજાય છે. વૈરાગ્ય જન્મે છે. સાચા જ્ઞાનનો ઉદય થતાં, આત્મા-પરમાત્માનું સ્વરૂપ સાક્ષાત્ થાય છે; તે અંગે વેઠવા અનિવાર્ય તમામ પ્રતિકૂલ અનુભવો તે તિતિક્ષા છે. અહીં દર્શાવેલા શ્લોકમાં, શાંતિસ્વસ્થતા – અક્ષોભપૂર્વકની સહિષ્ણુતાનું નિરૂપણ કરેલું છે. કોઈ પણ આત્માર્થી અર્થે આપણી સંસ્કૃતિએ —ધર્મશાસ્ત્રે તિતિક્ષાને માર્મિક ને અનિવાર્ય બળ ગણ્યું છે.

એ સંબંધી સમર્થન મેળવવા દૂર શું કામ જવું? ગીતામાં જુઓ ભગવાનનો અર્જુનને ઉપદેશ – તિતિક્ષાનો તેમણે કરેલો બોધ.

**માત્રાસ્પર્શાસ્તુ કૌન્તેય શીતોષ્ણસુખદુઃખદાઃ ।**
**આગમાપાયિનોઽનિત્યાસ્તાન્ તિતિક્ષસ્વ ભારત ॥**

અ. ૨, શ્લો. ૧૪

અર્થ :

હે અર્જુન, ઇન્દ્રિયો તથા તેના વિષયો શીતત્વ, ઉષ્ણત્વ, સુખ અને દુઃખ આપનારાં છે; આવવા-જવાના ધર્મવાળાં એટલે કે ક્ષણિક – અનિત્ય છે. તેમને હે ભારત! તું સહન કર.

આ આર્યગુણનું ઘણું ગૌરવ, માત્ર આપણા જ નહિ, જગતના તમામ ધર્મોમાં થયેલું છે. સંભારો, પેલું જાણીતું બાઇબલનું ઉપદેશવચન : "...but whosoever shall smite thee on thy right cheek, turn to him the other also." (Mathew. 5. 39) જો કોઈ તારા જમણા ગાલ ઉપર મારે તો તેને બીજો ધરી દેજે.

બાઇબલનાં આ વચનોને ઝીણવટથી જોઈએ, તો કંઇક વિશેષ ભાવાર્થ રહેલો જણાય છે. કોઈના રોષને — દ્વેષને સહી લેજે, એ અર્થ તો ખરો જ; એથી વિશેષ, સામેનાના દ્વેષનું પૂરેપૂરું રેચન અને શમન થાય, ત્યાં લગી તું સહયોગ વડે સહી લેજે. તેવો સક્રિય સમજનો ભાવ છે.

માનવ મનોવ્યાપાર દૃષ્ટિએ બાઇબલના આ બોધ-સૂચનમાં સારસ્ય રહેલું છે. એનો સાર ગ્રહીએ તો એ થાય કે અનિષ્ટનો પ્રતિકાર, ઇષ્ટ વડે જ થવો જોઈએ. શંકરાચાર્ય આ શ્લોકમાં જે અપ્રતિકાર — અવિરોધનું કહે છે, તેને આટલા ભાવાર્થ સુધી ખેંચી લઈ શકાય ખરો. કારણ, વિરોધના કોઈ પણ અંશમાં સૂક્ષ્મ સ્વરૂપે હિંસાનું તત્ત્વ રહેલું છે, તે પ્રજવાળી — ઓગાળી નાખી અહીં સમર્પણભાવે, શરણ થવાની રીતે તેને જીતવાની વાત છે. આ સમર્પણભાવ સ્વયં મનુષ્યમનની જે આઘાત-પ્રત્યાઘાત વૃત્તિ છે; તેના પરનો તે કુઠારાઘાત બની રહે છે. જે, કંઈ વિરોધ જ કરતું નથી, તેની સામે, વિરોધ જ કેમ કરવો? એ જાગ્રત મને અનુભવેલી મુશ્કેલી છે. આવી

સદ્‌ભાવપૂર્વકની શરણાગતિ, સામાને જગાડવા ને જીતવા સારુ કામ-યાબ નીવડે છે. જો તે હેવાન ન હોય તો, તેની સુપ્ત ઇષ્ટ વૃત્તિ જાગી જાય છે.

આ તિતિક્ષાનાં બે ક્રિયાત્મક પાસાં છે : અનિષ્ટના આક્રમણને કશા પ્રતિકાર — સામના વિના વેઠી લે; તો વળી, ઇષ્ટ માટે આવશ્યક સાધનાની જહેમત ઉઠાવી લે. અનિષ્ટો લોપવા માટે, સહી લે : ઇષ્ટ પામવા માટે, કષ્ટો વેઠી લે. કેવી રીતે ? ચિંતાવિલાપ છાંડીને — ત્યજીને સહી લે. અર્થાત્ આસકિત દૂર કરવાની છે; વસ્તુ વિશેની આસકિત જ મનુષ્યને, હોવા વિશે ઔત્સુકયચિંતા અને ન હોવા વિશે શોક-વિલાપ જગાડે છે. એટલે, સાચા જ્ઞાનથી — આભ્યંતર તપથી સમજ કેળવતાં, જેમ ચિંતા ન થાય, તેમ ખેદ પણ ન થાય. તો પછી વિરોધની — પ્રતિકારની વૃત્તિ તો શાની જ રહે ? મનની આ ઘટનાને વર્ણવીએ તો એમ કહેવાય, કે આંતરિક બળ — ઠંડી તાકાત કેળવવાની છે. અંધારા માર્ગે લક્ષ્યબિંદુએ પહોંચવાનું છે. અંધારાના અનિષ્ટમાંથી જાતને જાળવી લેવાની છે; ઝળહળ જ્યોતના લક્ષ્યને નજરમાં ભરવા માટે, તેના પર અમીટ નજર નોંધવાની છે; અને તે જ સ્વયં તપશ્ચર્યા છે.

તો શું આ કોઈ ભીરુની — કાયરની — કાચાપોચાની વેઠી લેનારી વૃત્તિનો વિપાક છે ? ના, નહિ. દેખીતું છે કે એ સતનો મારગ છે : માટે જ શૂરા, સમજુનો મારગ છે. એ ધ્યેયને જે વરે છે, તે તે પંથે ચાલવા માટે નૈતિક બળ અને આત્મશ્રદ્ધા આપોઆપ પ્રગટાવી જાણે છે. સર્વ પ્રત્યવાયો — બાધાકારક બળોને સહી લેવાનો તેનો ધર્મ બની જાય છે. પોતાના આંતર કે બાહ્ય જગતના આમૂલ પરિવર્તન માટે મથવાની તેની સાધના છે. જે, ચેતનાની ઉત્તમ શક્તિઓ પ્રકટાવી જાણે તે જ આ સહી લેવા તૈયાર થાય. જગતના પયગંબરો, ધર્મી પુરુષો, ખોજકો, વિભૂતિઓ અને આત્માર્થીઓ માટેનો, આ તલવાર-ની ધાર પર રહેવાનો તપોમાર્ગ છે. એક જાતક કથામાં બોધિસત્ત્વ

બનતાં પૂર્વે, ભગવાન બુદ્ધ મન, વચન અને કાયાનાં તપમાંથી પાર પડે છે, તેનું અહીં સ્મરણ થાય છે.

આ જગત દ્વન્દ્વોથી રચાયેલું છે. સુખદુઃખ, રાગદ્વેષ વગેરે વગેરે. તેથી જ અનુકૂળતા-પ્રતિકૂળતાનાં અનંત પ્રગટીકરણો સંભવે છે; જેના પર નથી માનવનું અબાધિત ચલણ કે અકાટ્ય નિયંત્રણ. એથી તો આ માનવને નસીબે વિવિધ વક્રતાઓ (ironies) સરજાઈ છે. તેનું સમારકામ 'એક સાંધે ત્યાં તો તેર તૂટે' જેટલું દુષ્કર, મિથ્યા છે. તેવી ઘટના ઉપરનું મનુષ્યનું સાત્ત્વિક નિયંત્રણ કેવી રીતે સંભવિત કરવું? એ આત્માર્થી મનુષ્ય માટે એક મોટી સમસ્યા છે; તેવાને આત્માના — ચેતનાના પ્રતિષ્ઠાપન અર્થે તિતિક્ષાની કેળવણી અનિવાર્ય બને છે. માટે જ વેદોપનિષદકાળથી તપનાં સ્થૂલ-સૂક્ષ્મ અર્થભાવના અને વ્યાખ્યા વિચારાયાં છે. તે સહુનો સમાન અંશ આ છે: ચૈતન્ય સાથે નિકટનો સંબંધ સ્થાપી આપનાર તે તપ છે. આપણા પ્રાજ્ઞ ચિંતકપુરુષ ગોવર્ધનરામે આ જ આશયથી તપની વ્યાખ્યા મૂકેલી છે. "ધર્માર્થે આપણા પર આવી પડતાં દુઃખોની ઉપેક્ષા" તે તિતિક્ષા છે. આ દૃષ્ટિએ એમણે આર્ય હૃદય માટે મન, વાણી અને કર્મની તિતિક્ષાનો ઉલ્લેખ પણ કરેલો છે.

સહન કરવાની આ શક્તિ પણ ત્રિગુણાત્મક હોઈ શકે. સારા-સારની સદંતર સમજ-વિવેક વિનાની જે સહી લેનારી વૃત્તિ, તે જડ પ્રકૃતિ — તમોગુણી છે. કચવાટપૂર્વકની કે એક યા બીજે નિમિત્ત ક્ષોભપૂર્વકની જે સહનશીલતા છે, તે રજોગુણી છે. તો સત્ત્વગુણીનો આશય આધ્યાત્મિક વલણનો હોઈ, પ્રતિકારની સાથે સાથે ઇષ્ટનો અભિગમ (approach) હોય. પણ તે ચિત્તની સર્વોચ્ચ ભૂમિકાથી હેઠલી — નીચેની દશા છે. જે વ્યક્તિ વિરોધ કરી શકવાની શક્તિ ધરાવતી છતાં સહજભાવે સહી લે છે, તે જ સર્વોત્કૃષ્ટ તિતિક્ષા છે. એ પગથિયે ચડી ગયા પછી એવું બને કે તેવા સાધકે સમજીને માત્ર મનથી પોતાના મનમાં સહજભાવે તેની બરદાસ કરવાની રહે છે.

તેનો સૂક્ષ્મ પ્રભાવ આસપાસનું જગત કંઈક સચેત હોય તો પડ્યા વિના રહેતો નથી. અને શંકરાચાર્ય પ્રસ્તુત શ્લોકમાં તેવી તપોમયતાનું ચિત્ર દોરે છે.

એ તપોમયતા અક્ષુબ્ધ અવિકારી ચિત્તની પ્રસાદી છે; તેની એ સ્થિરતામાંથી જ સમતા — સ્થિરપ્રજ્ઞા સંભવે છે. માટે જ જૈનધર્મીઓ આવી સમતા — સમભાવમાં ચિત્તને સ્થાપવાની અગત્ય સ્વીકારે છે: "પોતાનાં પરિણામોને સમભાવમાં સ્થાપિત કરી આત્માને જોવો એનું નામ જ આલોચના છે." *

તિતિક્ષામાંથી જન્મેલા મનના આ વલણને, આસ્તિકતાની વિધેયાત્મક શૈલીએ વર્ણવીએ તો, આમ કહેવાય :

**ઈશ્વરાર્પિતં નેચ્છયા કૃતમ્ ।**
**ચિત્તશોધકં ભક્તિસાધનમ્ ॥**

રમણ મહર્ષિકૃત 'ઉપદેશસારમ'

ઈશ્વરને અર્પીને અનાસક્તિ ભાવે જે કાર્ય થાય છે. તે ચિત્ત શુદ્ધ કરનારું અને મોક્ષનું સાધન બને છે. આમ તિતિક્ષા એ મુમુક્ષુની એક સમાપવર્તી સાધના છે. પર્વતારોહણની ચેતનાનો એ રાજીખુશીનો પુરુષાર્થ છે.

૬-૬-'૭૭

* સમણસુત્ત, ૪૬૫ ગાથા, મોક્ષમાર્ગ વિભાગ: અનુવાદક અમૃતલાલ ગોપાણી, પ્રકાશન : યજ્ઞપ્રકાશન સમિતિ, વડોદરા.

# સનાતન ધર્મ

સત્યં બ્રૂયાત્પ્રિયં બ્રૂયાન્ન બ્રૂયાત્સત્યમપ્રિયમ્ ।
પ્રિયં ચ નાનૃતં બ્રૂયાત્ એષ ધર્મઃ સનાતનઃ ॥

શ્રીમનુસ્મૃતિ, અ. ૪, શ્લો. ૧૩૮

અર્થ:

સત્ય બોલવું અને તે પણ પ્રિય બોલવું: (પણ) અપ્રિય લાગે તેવું સત્ય બોલવું નહિ; તેમ જ પ્રિય લાગે તેવું અસત્ય (યે) કહેવું નહિ. આ સનાતન ધર્મ છે.

(થોડા ફેરફાર સાથે) અનુવાદક: શાસ્ત્રી ગિરજાશંકર મયાશંકર

આ શ્લોકમાં સત્યવચનની કથનપદ્ધતિ દ્વારા, સત્યતત્ત્વની સ્થાપના કરી છે. ગાંધીજીએ સત્યને સાક્ષાત્ ઈશ્વર ગણ્યા છે; તેમણે સત્ય અને અહિંસાનું કિંવા સત્ય અને પ્રેમનું અવિશ્લેષ્ય સ્વરૂપ જોયું છે. આ પ્રાચીન શ્લોકમાં શું તે ફલિત નથી? એ દુર્લભ પણ અમોઘ સ્વરૂપનો, સાવધાનીભરી સત્યસાધનાના અનુભવે, ગાંધીજી નિજી અર્થમાં અને આપમેળે અવબોધ પામ્યા: જે સ્વરૂપ પ્રાણવંત બનીને તેમના ઘટમાં સંજીવની પામ્યું. તે સત્યપ્રેમનું અવિશ્લેષ્ય સ્વરૂપ આ શ્લોકમાં ઘરાળુ સરલતાથી પુરસ્કૃત થયું છે.

ગાંધીજી પોતાને સત્યની સાધના કરનાર સનાતનધર્મી કહેતા; તે આવા જ નિજનિશ્ચિત સનાતન મૂલ્યના ચિરસ્થાયી ધર્મના પાલનને કારણે; તો વળી હિંદુ ધર્મની લાંબી પરંપરામાં સતત ટકી રહેલાં સત્ય, અહિંસા, અપરિગ્રહ, અસ્તેય વગેરે જીવનમૂલ્યોના અનુસરણને કારણે પણ. આર્ય સંસ્કૃતિએ આ જીવનમૂલ્યોને સદાચાર લેખે સદાય પ્રમાણ્યાં છે. આ શ્લોક જ તેનું સાક્ષાત્ ઉદાહરણ છે. આપણે 'મનુસ્મૃતિ'માંથી ઉદ્ધૃત કરેલો આ શ્લોક 'હિતોપદેશ' તેમ જ મહાભારતમાં હોવાનું જાણ્યું છે. મનુસ્મૃતિ અને અન્ય બે ગ્રંથોની પરાપૂર્વતા નિર્વિવાદ છે. એવા ચિરંતન મૂલ્ય સંગેનું ગાંધીજીનું ચાહીને થયેલું અનુસંધાન કેટલું મર્મગામી હોય તે સમજી શકાય છે.

સત્યકથનની રજૂઆતરીતથી અહીં સત્યનું સર્વશુદ્ધ સ્વરૂપ અને ધર્મદૃષ્ટિએ તેની સર્વોપરીતા સ્થાપી છે. આમ તો એ સ્વરૂપ તાર્કિક દલીલો લડાવીને સિદ્ધ કરેલું જણાય: તેવો કસબ છેય ખરો; પણ તેનું ચરમ પ્રયોજન સત્યસ્થાપનાનું છે. કારણ કર્તાને મન સત્ય એ સનાતન ધર્મ છે.

હવે, આ સત્ય એ સતતગતિ જીવનની પારાવાર ચંચળતામાંથી અને તેના રાગદ્વેષના અંચળામાંથી, અલપઝલપ ઝલાઈ જતું એવું ચિરંતન તત્ત્વ છે. તેના જેવા સૂક્ષ્મતમ અમૂર્ત લાગતા મૂલ્યને, સ્થિરભાવે જોવું ને આચરવું જરૂરી છે. એટલે કવિએ શ્લોકમાં નિષેધનાં

તાર્કિક પદો (steps)ની જોડી રચી; તે તાર્કિક સરણિથી તેનું વિશિષ્ટ સ્વરૂપ આલેખ્યુ. તર્કબદ્ધ પદોની આમનેસામને ગોઠવણીથી, સત્યના મંતવ્યને qualify કર્યું: તેમ કરતાં જઈ તેને મૂર્ત કર્યું. અંતે સત્યની સનાતન ધર્મશક્તિ પ્રતિપાદિત કરી. કર્તાની નિરૂપણાનો ક્રમ આવો છે.

આ શ્લોકમાં સીધેસીધી સત્યની વાત ઉપાડી છે; ને તે જ સમ ઉપર વાત લાવીને પૂરી કરી છે. એટલે સત્ય અહીં વિધેય છે. પ્રથમ પદથી જ તેને ઉદ્દેશીને વાત થયેલી છે. કવિ કહે છે, સત્ય કહેવું અને તે પ્રિય થઈ પડે, તે રીતે કહેવું : પ્રિય રીતે કહેવું એટલે કે અપ્રિય સત્ય ન બોલવું : એકનું એક કથન દોહરાવીને શુદ્ધ સત્યની જિકર કરી : નિશ્ચિત દઢમૂલ સ્થાપના કરી. તે અર્થે રજૂઆતની દિશા દર્શાવી. સત્ય હૃદયગમ્ય થવા હૃદયંગમ હોવું જોઈએ.

માનવમનનું બંધારણ સમજીએ તો આ પ્રસ્તાવ કેટલો બધો સત્ય લાગે ! લાખ ટકાનો લાગે. આ જગતમાં વ્યક્તિનું ભલું કરવાનું પ્રયોજન હોય છે ખરું. છતાં તેમાં અન્ય આવેગો દાખલ થતાં, કેટકેટલા પ્રયત્નો જડ, કઠોરકર્કશ વચનોના કુઠારાઘાતે રોળાઈ જતા હોય છે ! જે સત્ય વિશે વક્તાના ચિત્તમાં અનુકૂલ સંસ્કારો ન પડ્યા હોય, તે શી રીતે સામાના હૃદયમાં ઇષ્ટ પડઘો પાડી શકે ? એ સંબંધના અનુલક્ષમાં, આપણો 'મનોમન સાક્ષી'નો વ્યવહારમાં રૂઢ પ્રયોગ, કેટલો યથાર્થ છે ! એ દૃષ્ટિથી સત્યનું દર્શન કરાવનાર સાહિત્યકલાનું મહત્ત્વનું પ્રયોજન કંઈક આવા જ ભાવના ઉદાહરણથી શાસ્ત્રકારે ચીંધ્યું છે. કાન્તા — પ્રિયતમાની જેમ સાહિત્યે ચારુત્વથી પ્રેમપૂર્વક ભાવકને રુચિર — પ્રિય દર્શન કરાવવાનું છે. તો જ તે પ્રભાવક નીવડે.

આ પરથી એમ ન કહી શકાય, કે જે અપ્રિયપણે જોવાયું કે કહેવાયું હોય તે શુદ્ધ — નિર્ભેળ સત્ય જ ન રહે ? તે કશાકથી દૂષિત હોય ? એ દૂષિત શું છે ? આપણે કવિના વિધાન પરથી,

પૃથક્કરણ કરીને સમજીએ : આપણે જોયું કે સત્ય વાણી એ શ્લોકનું ભાવાત્મક (positive) વિધાન છે; જે આરંભે પ્રથમ જ થયેલું છે. તેને કવિએ, પછીની બે નિષેધાત્મક (negative) દલીલોનાં વિધાનોથી વિશિષ્ટરૂપ આપ્યું છે : ૧. અપ્રિય સત્ય ન બોલવું. ૨. પ્રિય લગાડવા અસત્ય ન બોલવું. અર્થાત્ 'અપ્રિય સત્ય' અને 'પ્રિય અસત્ય' બન્ને ત્યજવાં; કારણ એક જ સિક્કાનાં તે બે પાસાં છે. પ્રકારાન્તરે તે બંને, સત્યનાં મહોરાં પહેરેલાં, અસત્યો છે; કારણ બંનેનાં આંતર પ્રયોજનો દૂષિત છે : જેનું નામ છે હિંસા, દ્વેષ — જે કહો તે. એકની કળાય તેવી ઉઘાડી છે, અન્યની છદ્મ.

આમ સત્યની સત્યતા જાળવવા માટે, તેની 'પ્રિયતા' એટલે કે હૃદયંગમતા અળપાવા દેવી ન જોઈએ. આ 'પ્રિયતા' તે જ અહિંસા ને પ્રેમનું કોઈ રાસાયણિક રૂપ. અહિંસાનું વિધાયક (constructive) સ્વરૂપ તે પ્રેમ. જે ક્ષણે વક્તામાં કથનને પ્રિય કરી સામી વ્યક્તિને ગળે ઉતારવાની નેમ જાગે છે, તે ક્ષણે તે વિધાયક રીતે તત્પર બને છે. તેનાથી સામી વ્યક્તિનો, તેના વ્યક્તિત્વનો, અને તે અનુસારની રજૂઆતનો આપોઆપ વિચાર થઈ જાય છે. સામાને શું કહીશું તો જચશે, કેવી રીતે કહીશું તો રુચશે, તેના કેવા પ્રતિભાવો પ્રગટશે વગેરે તેની ચિત્તપ્રક્રિયા તેની સમજશક્તિને અને સર્વાંગીણ ચેતનાને જગાડે છે. તે પદાર્થ કે પાત્રના હાર્દમાં ઊતરે છે : વ્યક્તિ જોડે તે તાદાત્મ્ય અનુભવે છે. જે માનવઆચરણની ભાવાત્મક બાજુ છે; જેની પાછળ સામાના વ્યક્તિત્વ વિશેનો સ્નેહાદર છે. આ ભાવાત્મકતા તે પ્રેમનો જ એક ઉન્મેષ છે. અહિંસા તેના મૂળમાં છે.

આમ સત્યતા ને પ્રિયતા અવિનાભાવે સંકળાઈ જાય છે. એકને ભોગે અન્યની ઉપસ્થિતિ શક્ય નથી. તે સમજનાર ગાંધીજીએ તેથી જ સત્ય વિશે બ્રહ્મવાક્ય ઉદ્ગાર્યું : "અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે. અહિંસા અને સત્ય એવાં ઓતપ્રોત છે, ... અહિંસાને સાધન ગણીએ. સત્યને સાધ્ય ગણીએ. સાધન આપણા

હાથની વાત છે. તેથી અહિંસા પરમ ધર્મ થઈ. સત્ય પરમેશ્વર થયું.'' (મંગળપ્રભાત, પૃ. ૧૨) ગાંધીજીએ અન્ય સ્થળે એમ પણ કહ્યું છે કે અત્યુક્તિ, અલ્પોક્તિ, આભાસોક્તિ — તે તમામ અસત્ય છે: કારણ ભેળસેળવાળાં તેનાં પ્રયોજનો છે. આ શ્લોક પણ એવાં જ સત્યોનો નિષેધ ધરે છે.

ઉપર્યુક્ત દૃષ્ટિબિંદુથી આગળ વધીને, આપણે શ્લોકની અન્ય નિષેધાત્મક દલીલને તપાસીએ. તે છે પ્રિય લગાડવા અંગે બોલાતા અસત્યની. શ્લોકના કર્તા તેવા અસત્યનેયે નકારે, તેમાં નવાઈ શી? શા માટે? જો અપ્રિયતા એટલે કે કઠોરતા તે કલુપતા — મલિનતા છે, ને તેથી તે સત્ય નથી: તો પટન્તરે અસત્યમાં કદી પ્રેમ — પ્રિયતા હોઈ શકે નહિ. ઊલટાનું પ્રિય વચનને આભાસે, સામાની છેતરપિંડી ને વિશ્વાસઘાત છે. એ પ્રકારની દ્વેષબુદ્ધિ, પૂર્વની હિંસાની તુલનાએ વધુ ખતરનાક છે.

ખરી રીતે, સ્વયં સત્ય એક એવી પરિપૂર્ણ — પરમચેતના છે કે તેનામાં ને તેની જોડે કશું કવાણ હોઈ શકે નહિ. સ્ફટિકને કશું લાંછન સાંભળ્યું છે? પ્રસ્તુત શ્લોકમાં તેવી કવાણરૂપ નિષિદ્ધ શક્યતાઓની જોડી નિર્દેશીને, તેનું નિરસન કરીને, આ શ્લોકના ઋષિએ સત્યનું પરિષ્કૃત — સંશુદ્ધ સ્વરૂપ ધર્યું છે. એટલું જ નહિ, એક પ્રબળ લોકમાન્યતાનો રદિયો આપ્યો છે: વ્યવહાર-જીવનમાં — ખાસ કરીને રાજકારણમાં નિર્ભેળ સત્ય શક્ય નથી, એ વિધાનનો વિરોધ કરી, એ પ્રશ્નનો ફડચો આણી દીધો છે.

કવિએ માનવઅસ્તિત્વના ધારણ અર્થે સત્યનું ચિરંતન મૂલ્ય મૂક્યું છે, તેથી સત્ય તે સાધ્ય, સનાતન આચરણીય ધર્મ સમજાવ્યો છે. એવી શ્લોકમાં સત્યની જિકર છે. શ્લોકના છેલ્લા ચરણમાંનો ભાર, આર્ય સંસ્કૃતિની સદાધર્મદૃષ્ટિનો દ્યોતક છે.

કોણ કહેશે કે તાર્કિક દલીલો વંધ્ય છે? આ શ્લોકનું તાર્કિક નિરૂપણ, માનવસત્યને સૂક્ષ્મતર રૂપે જોવાની તેની શક્તિનું ઊજળું

ઉદાહરણ છે. વળી જીવનમાં ડગલે ને પગલે સદાચારધર્મ અર્થેનાં સત્યોના માર્ગદર્શન વડે જીવનવ્યવસ્થા રચનાર મનુસ્મૃતિ, આવાં અનેક પાણીદાર મૂલ્યોનો ભંડાર છે. તેથી તેનાં અમુક વિધાનો ખાતર તેની સર્વથા વગોવણી હાનિકર છે. આ શ્લોકમાં સત્યના આવા નિતાન્ત સ્વરૂપનું ગૌરવ સાદર કરવાનો ઋષિપ્રયત્ન સ્પૃહણીય છે. તેમ કરવામાં શ્લોકના અનુષ્ટુપ છંદનો કંઈ ઓછો ફાળો નથી !

૫-૧-'૭૯

# વ્રતપ્રદાન

**વ્રતેન દીક્ષામાપ્નોતિ દીક્ષયાઽઽપ્નોતિ દક્ષિણામ્ ।**
**દક્ષિણા શ્રદ્ધામાપ્નોતિ શ્રદ્ધયા સત્યમાપ્યતે ॥**

યજુર્વેદ : અ. ૧૪, શ્લો. ૩૦

**અનુવાદ :**

પામે વ્રતથકી દીક્ષા, દીક્ષાથી દક્ષિણા લહે,
દક્ષિણાથકી શ્રદ્ધા, ને સાક્ષાત્ શ્રદ્ધાથી સત્ય છે.

**અર્થ :**

(શિષ્ય) વ્રત વડે (ગુરુની) દીક્ષા પ્રાપ્ત કરે છે, (અને) દીક્ષા વડે દાક્ષિણ્ય. દાક્ષિણ્ય વડે તે શ્રદ્ધા પ્રાપ્ત કરે છે (અને) શ્રદ્ધા વડે સત્યનો સાક્ષાત્કાર છે.

યજુર્વેદના આ શ્લોકમાં રચયિતાએ ઉપાસ્ય ગુણોની એક સુબદ્ધ સાંકળ રચી આપી છે. એ સુબદ્ધતા, સાધકના ચિત્તની ગુણ-પ્રક્રિયાની દૃષ્ટિએ બે તરેહની છે; ક્રમબદ્ધ અને સાથે સાથે તર્કબદ્ધ પણ. ક્રમબદ્ધ એટલે કે એક ગુણ કેળવતાં, ઉત્તરોત્તર સાધનાથી, એક પછી એક એમ ઉચ્ચોચ્ચ ગુણ પમાય, એવી સોપાનક્રમની સરણિ; અને તર્કબદ્ધ એટલે કે આરંભિક કોઈ ગુણની ઉપાસનામાંથી જ અન્ય ગુણશક્તિ ફલિત થતી આવે. બન્ને પ્રકારને પરસ્પર સંબંધ છે. એવી આધ્યાત્મિક લક્ષ્યની પરાકોટિની સાધનાનો ઉલ્લેખ અહીં છે.

વળી આ શ્લોકમાં, શિષ્યની સાધનામાં ગુરુની અપેક્ષાનો ખ્યાલ રખાયો છે; 'દીક્ષા' શબ્દથી તે સૂચિત છે. દીક્ષા લેનારને ગુરુની અપેક્ષા છે; પણ તેની એક પૂર્વશરત છે : વ્રત દ્વારા સાધકે પોતે સજ્જ થવાની. શ્લોકમાં કહેલા આ વ્રત તત્ત્વનો વિચાર કરતાં, તેમાં સંકલ્પ તત્ત્વની અનિવાર્યતા છે; એ દૃષ્ટિએ, માનવ આત્માના — તેની ચેતનાના પ્રારંભે એકાદા અંશનો શુભ સંકલ્પ, એ કાળે કરીને તેની કેવી તો ચરમ અને પરમ ગતિનો પ્રેરક બની રહે છે, એ બીના અહીં જણાય છે. શ્લોકમાં નિર્દેશેલ સાધનાના ગુણો એ શિષ્યના સાધના-પથના માર્ગસૂચક સ્તંભો છે. જે એકે એકે વટાવતાં શિષ્ય-સાધકને કોઈ ઉદાત્ત સિદ્ધિના મહાલયે પહોંચાડી શકે.

તો, એ સાધનાપથની મજલનું પહેલપ્રથમ ચરણ કયું ? શ્લોકનું પહેલુ ચરણ તે જ તેનું પહેલું ચરણ ! વ્રતથી તે આરંભાય છે. વ્રત એ શું છે ? ઇષ્ટ હેતુ અર્થે સંયમનિયમનો અને અમુક પુણ્યક્રિયા-ઓનો શુભ સંકલ્પ — દૃઢ નિર્ણય. એવી તેની નકારાત્મક અને ભાવાત્મક બંને ક્રિયાઓ છે. વ્રતનો આશય ? પ્રેરક હેતુ ? શ્લોકને અંતે ઉલ્લેખેલ, સાધનાનું જે ઉચ્ચોચ્ચ સોપાન તે સત્ય. સત્ય એટલે પરમની — પરમાત્માની પ્રાપ્તિ.

ગાંધીજીએ આ દૃષ્ટિથી વ્રતની વ્યાખ્યા 'વ્રત એટલે અડગ નિશ્ચય' એ મુજબ આપી છે. વ્રતબુદ્ધિનો આશય તે 'ઈશ્વરની ઝાંખી'

કહ્યો છે. ગાંધીજીનાં આ બંને મંતવ્યો હિંદુ ધર્મ અનુસારનાં છે, જે આ શ્લોકમાં વ્યક્ત થયેલાં છે. જે વ્રતીએ સંયમનિયમન દ્વારા પોતાની બેલગામ વૃત્તિઓનું નિયંત્રણ કર્યું છે અને પુણ્યક્રિયાઓમાં જાતને જોતરીને મનને પલોટ્યું છે, તેની ચેતનાનો વળાંક નક્કી જાણજો.

તેવો સાધક દીક્ષાનો અધિકારી છે. ગુરુ પાસે આત્માની સાધના માટે જઈ ઊભા રહેવા માટે, વ્રત વડે જ તે સમિત્પાણિ બની રહે છે; એ આત્મકેળવણી દ્વારા તેને પોતાની પાત્રતા પુરવાર કરવી પડે છે. તેવાને જ ગુરુ દીક્ષામંત્ર દઈ શકે; તેવા જ ગુરુજ્ઞાનને પાત્ર નીવડી શકે. શિષ્યના માનસની અમુક કક્ષાની ભૂમિકા ઉપર ગુરુ જ્ઞાનનો જે મર્મ — રહસ્યભૂત તત્ત્વ પ્રેરે, તે છે મંત્ર. તો વળી ગુરુ કનેથી જ્ઞાનના રહસ્યને લગતી વિદ્યાની તમામ વ્યવસ્થિતિપૂર્વકની સૂઝ, તે સાધક માટે વિધિપૂર્વકની દીક્ષા છે. અહીં આપણે બહારનાં વિધિવિધાનોનો વિચાર કરવાને બદલે, આંતરસાધનાને પ્રસ્તુત લેખી છે.

આ દીક્ષા જેને પ્રાપ્ત થાય, તેના ચિત્તની ચેતના ખૂલી જાય. વધારે વ્યાપક અને વેધકપણે તે સત્યને પ્રમાણવા માંડે. તેની સંવેદનાને બૃહદ્ — મોટું પરિમાણ સાંપડે. તે જ છે તે સાધકની દક્ષિણા; દીક્ષા વડે પામેલી દક્ષિણા. ટાગોરે 'અંતર મમ વિકસિત' કરવાની પ્રાર્થના કરી છે, તે આ.

સાધકમાં જાગેલી આ દક્ષિણાની પ્રતીતિ કેવી રીતે થાય? દક્ષિણા એટલે શું? દક્ષિણા એટલે સમગ્ર ચેતનામાંથી જન્મતી ઉદારચરિતતા — કહો કે એક પ્રકારનું દાક્ષિણ્ય. આ 'દક્ષિણા'નો દાક્ષિણ્ય શબ્દાર્થ સાથે કયા પ્રકારનો સંબંધ છે? જ્ઞાનદૃષ્ટિ ખૂલતાં સાધકની ચેતનાની ક્ષિતિજ વિસ્તરતાં, ઉદાત્ત ચિત્તને સંભવિત વ્યાપક ભૂમિકાની સમતા, કરુણા, વિનમ્રતા, વિવેક, સ્વચ્છતા, મૃદુતા વગેરે જોવા મળે, તે 'દક્ષિણા'નું જ દાન છે. સાધનાદૃષ્ટિએ તેનો આવો અર્થ કરી શકાય.

ચિત્તની આ ઉદાત્ત દશાની નીપજ તે આસ્તિકતા; એટલે કે શ્રદ્ધાનો પુનિત અંશ. આસ્તિકતાની આ મર્યાદા — પહોંચ (range),

ઈશ્વરશ્રદ્ધાથી માંડીને છેક જીવજગત લગી વિસ્તરે છે. એવો ઈશ્વર જોડે શ્રદ્ધાથી તાદાત્મ્ય ધરાવતો સાધક, અંતે ઈશ્વરનું — તેના સત-સ્વરૂપનું સત્યના આકારે સાક્ષાત્કરણ અનુભવે છે.

શ્લોકના આ 'સત્ય' શબ્દનો આપણે પરમાત્મા અર્થ કર્યો; જે તેના ધાતુ પરથી સાર્થ ઠરે છે; આપણાં દર્શનોને તે અર્થ સ્વીકાર્ય છે. ગાંધીજીએ તો નિશ્ચયાત્મક, તેનો તે જ અર્થ નવો પ્રાણ પૂરીને પ્રબળપણે પ્રસ્તુત કર્યો છે. જુઓ 'મંગળપ્રભાત'માં તેમણે કહ્યું છે: "'સત્ય' શબ્દ સત્‌માંથી છે. સત્ એટલે હોવું. સત્ય તે હોવાપણું. સત્ય સિવાય બીજી કોઈ વસ્તુને હસ્તી જ નથી. પરમેશ્વરનું નામ જ 'સત્' એટલે સત્ય છે." (પૃ. ૧) એ પરથી, 'સત્ય એ જ પરમેશ્વર' (એજન) એવું તેમણે પ્રતિપાદન કર્યું છે. આમ આ શ્લોકમાં 'સત્' ધાતુ પરથી સર્વસત્તાધારી પરમાત્માનો અર્થ અભિપ્રેત છે. તેને, પેલી શ્રદ્ધાનો ગુણ દૃઢમૂલ કરે છે.

વ્રતથી આરંભાતો આ સોપાનક્રમ અંતે સત્ તત્ત્વ — બ્રહ્મ — ઈશ્વર અર્થના નિયત સ્થાન (destination) પર લાવીને મૂકે છે. આ ઉપાસ્ય ગુણો, એ આર્યસંસ્કૃતિ આદેશિત મૂલ્યોનો પુરસ્કાર છે.

આ શ્લોકની પદ્યરચનાનો લયઆકાર અનુષ્ટુપ છંદનો લાગે. પણ વેદને અનુષ્ટુપ અવગત જ નથી; એટલે રચયિતાને એ અભિપ્રેત નથી, તેથી તે દૃષ્ટિએ તેમાં જણાતી કેટલીક અનિયમિતતા તેને આર્ષપ્રયોગ લેખવાને બદલે તે છંદ ન હોવાનો પુરાવો લેખવો જોઈએ. મૂળના સંસ્કૃત સ્વરૂપમાં વ્યાકરણદૃષ્ટિએ કેટલાક શબ્દોનું અનિયમિત સ્વરૂપ છે ખરું, અને તેને આપણે અવશ્ય આર્ષપ્રયોગ કહી શકીએ. આ શ્લોકની કથનરીતિ ઋજુ — સરલ છે; તે પ્રાચીન હથોટીનેયે આર્ષ શૈલીની દેણ ગણવી જોઈએ. જે જ્ઞાન સંસ્કૃતિની વિચારસરણિરૂપે ખૂબ ઘૂંટાઈને વિશદપણે નિશ્ચયાત્મક બનેલું છે, તેની આ શ્લોક ઘનીભૂત, પારદર્શક રત્નકણિકા છે.

૨૩-૬-'૭૮

# શુચતાસાધિતા

દૃષ્ટિપૂતં ન્યસેત્ પાદં વસ્ત્રપૂતં પિબેદ્ જલમ્ ।
સત્યપૂતાં વદેદ્ વાચં મનઃપૂતં સમાચરેત્ ॥

મનુસ્મૃતિ, અ. ૬, શ્લો. ૪૬

**અનુવાદ :**

ડગ માંડ દૃષ્ટિશુદ્ધ, વસ્ત્રગાળ્યું પીજે જલ;
સત્યશુદ્ધ વદે વાણી, મનઃશુદ્ધ સદાચર.

**અર્થ :**

દૃષ્ટિથી શુદ્ધ (થયેલું) પગલું માંડવું : વસ્ત્રથી ગાળેલું જલ પીવું, સત્યશુદ્ધ વાણી વદવી : મનથી શુદ્ધ સદાચરણ કરવું.

પચાસ વર્ષ પૂર્વે 'પ્રસ્થાન' નામનું સામયિક ચાલતું હતું: તેના તંત્રીએ ઉપરના શ્લોકનું એક ચરણ માસિકના મુદ્રાલેખ (motto) તરીકે મૂક્યું હતું; ત્યારથી એ શ્લોક વિશેનું મારા મનમાં જ્ઞાનકૌતુક હતું. એમ થતું, કે આત્મસાધનાનો બોધ અહીં કેટલો સરળ રીતે કરવામાં આવ્યો છે! અને વળી સચોટપણે! તાજેતરમાં 'મનુસ્મૃતિ'-માંથી તેની ભાળ મળી. અને વળી પાછી એ જ્ઞાનેચ્છા સળગી ઊઠી. જોયું, તો તે શ્લોક વાનપ્રસ્થીમાંથી થયેલા સંન્યાસીના ધર્મ માટે મૂકેલો છે. તેમાં સંન્યાસી અર્થેની જીવનસાધનાનો બોધ છે. તપાસ કરતાં આ ને આ શ્લોક, આ જ બાબતે, ભાગવતમાંથી પણ નીકળ્યો. (ભાગવત, સ્કંધ ૧૧, અધ્યાય ૧૮, શ્લોક ૧૬).

જોતાંવેંત જ આ પાસાદાર શ્લોક, ચલણી સુભાષિતના બરનો લાગે. મહાભારતમાંથી પણ જો તે નીકળે તો મને નવાઈ ન લાગે! એટલે એકથી વિશેષ સ્થાને તેનો ઉપયોગ સહજ લાગ્યો; વળી 'પ્રસ્થાન'ના તંત્રી રા. વિ. પાઠક, તે ગાંધીયુગના લેખક; એટલે તેમનો આ મુદ્રાલેખ હોય, એય સહજ લાગ્યું. સત્યની ઉપાસના તથા શુદ્ધાચારની નિષ્ઠાવાળા ગાંધીયુગનું તેમાં નવે રૂપે પ્રતિબિંબ હોય, તે પણ સહજ જણાયું. ત્યારથી આ સુભાષિત મનમાં વસી ગયું હતું.

આ સૂક્તિ અથવા સુભાષિતનો મહિમા મારા મનમાં કેમ વસ્યો? પહેલી બાબત તો મને આ લાગી: હિંદુ વર્ણાશ્રમધર્મના છેલ્લા સંન્યાસઆશ્રમ વિશે આ શ્લોક એક કલામ એટલે કે લખાણ બની રહે છે. એથી આખા સમાજના સંબંધમાં, સંન્યાસ લેનાર વ્યક્તિની જીવનનિષ્ઠાનો અહીં વિચાર થયો છે. આમ દેખીતી રીતે વ્યક્તિજીવનના, પણ વ્યાપક રીતે સમગ્ર સમાજજીવનના — એમ બંનેનાં હિતો તેમાં ઓતપ્રોત છે.

આપણાં ધર્મગ્રન્થો, ઉપનિષદો, ગીતા, ધમ્મપદ વગેરેમાં ધર્મનું જે તત્ત્વદર્શન છે, તે કેવળ પોકળ ઉપદેશજ્ઞાન માટે જ નથી; ખરી રીતે, ધર્મના એ સિદ્ધાંતો ઉપરથી જ આપણા સમાજના જીવન-

વ્યવહારનું આખું માળખું ઘડાયું છે; તેને ધ્યાનમાં રાખી, વ્યક્તિ-જીવનના આચરણનાં ધારાધોરણો રચાયાં છે. એનુ સ્ફટિકસુંદર, પારદર્શક આલેખન અહીં આ શ્લોકમાં છે. જાણે હિંદુ ધર્મનાં અનેક વિધિવિધાનો, અહીં ગળાઈ-ચળાઈને રજૂ થાય છે. સંન્યાસી માટે જે મુખ્ય અને મૂળભૂત એવું જીવનમૂલ્ય આ શ્લોક દ્વારા ધરવામાં આવે છે.

આ દૃષ્ટિબિંદુથી મારું મન તે શ્લોકને ચીવટથી ચિંતવી જોવામાં — કહો કે ચકાસી જોવામાં પડ્યું. તો મને તેની પાત્રતા ઘણી લાગી. હિંદુ વર્ણાશ્રમધર્મ, વ્યક્તિને સંકુચિત સ્વાર્થના ભૌતિક જીવનમાંથી પસાર કરી, હળુ હળુ છોડવી લઈ, પરમ આત્માના વ્યાપક જીવન તરફ લઈ જાય છે; અને તે જીવનસાધનાને માર્ગે. છેલ્લો સંન્યાસ આશ્રમ, તે બાબત સાક્ષાત્ રીતે કરે છે. સંયમનિયમ, વ્રત વગેરે તેના ઉપાયો છે; અને તેનો આ શ્લોકમાં ઉલ્લેખ છે. સંન્યાસી માટે હોવા છતાં, કોઈ પણ જીવનના સાધક માટે તે એટલો જ ઉપયોગી છે. ગાંધીયુગ સમગ્ર સમાજ અને વ્યક્તિની તમામ જીવન-અવસ્થા માટે, આ મૂલ્યોને વિકસાવવાં જરૂરી ગણે છે.

સૈકાઓથી માનવજાત પોતાના ચૈતન્યના વિકાસ માટે, તેના પશુભાગને પાછળ રાખી માનવભાગને વિકસાવવા — આગળ કરવા જહેમત ઉઠાવી રહી છે. આ વિકાસ જો કંઈક થયો હોય તો, તે બુદ્ધિપૂર્વક, હૃદયપૂર્વક અને સંકલ્પપૂર્વક પોતાના વિનાશક મનોવેગો પર અંકુશ મૂકવાના પ્રયાસનું પરિણામ છે; તે અંગેના આચારવિચારનું પરિણામ છે. એ સાધનાને માર્ગે, તેણે સંયમ દ્વારા મન અને કાયાની નીરોગિતા સાધી. તે વડે પરમ જીવનનો સક્રિય મહિમા કર્યો. આમ મનસા, વાચા, કર્મણા કરીને તેણે જીવનસાધના ઉપજાવી. એ સાધનાનું અતિ સંક્ષિપ્ત સૂચન, તે આ શ્લોકની વિગતો છે.

હિંદુ ધર્મ સંયમપ્રધાન છે; દેહ અને મનના કલ્યાણ માટે સંયમ-નિયમનને તે જરૂરી ગણે છે. આ શ્લોકની મુખ્ય દૃષ્ટિ તે જ છે.

તેને અનુલક્ષોને અહીં ચાર બાબતોની સૂચના છે. આ ચારે સૂચનાઓ, અનુષ્ટુપ છંદની બે પંક્તિઓ પણ તેનાં ચાર ચરણોમાં સમાવાઈ છે. અનુષ્ટુપ છે આપણો ઠીક ઠીક પ્રાચીન છંદ. તેનું પ્રત્યેક ચરણ વિલોકીએ.

સ્મૃતિકાર કહે છે, દષ્ટિથી શુદ્ધ થયેલું પગલું માંડવું. અહીં દષ્ટિ બન્ને પ્રકારની છે; દેહની અને મનની; એ ચરણનો અર્થ છે, આંખો વડે પૂરી નજર રાખીને — સાવચેત, સાવધ રહીને ચાલવું. આ શ્લોક રચાયો હશે તે કાળનો વિચાર કરીએ; જૂના સમયના રસ્તાઓ અત્યારની જેમ પૂરા પાકા નહોતા. ત્યારે અને હજી આજેયે, માર્ગના ખાડા-ખૈયા, ચઢાણ-ઉતરાણ વગેરેનો ખ્યાલ રાખવો જોઈએ; તે વેળા, ગફલતીથી પગ ધ્રચકાય નહિ, પડી જવાય નહિ, આડા-અવળા ચાલતાં વૃક્ષો વગેરે જોડે ભટકાઈ જવાય નહિ, તેની સરત રાખવી જોઈએ; ધ્યાન રાખી જાતનું રખવાળું કરવું જોઈએ. જેથી દેહ આત્મસાધના માટે સાબદો રહે.

પણ આ દષ્ટિ ચર્મચક્ષુની ઉપરાંત ચિત્તનાં — મનનાં ચક્ષુની પણ છે. ખાસ તો આ શ્લોક સંન્યાસધર્મી માટે — વ્યાપક અર્થમાં વિચારીએ તો સાધક માટે છે, તેથીં; સામાન્યપણે સંસારી મનુષ્ય મનની વૃત્તિઓ, આવેગો મુજબ જીવ્યે જાય છે. તે પણ તદ્દન બેલગામ બની આંધળુકિયાં કરી શકે નહિ; તો સંન્યાસી સાધુ જન માટે નિગ્રહ — આત્મસંયમ ખાસ જરૂરી, તેમાં નવાઈ શી? એટલે જ કોઈ પણ પગલું ભરવું કે નિર્ણય કરવો હોય તો દષ્ટિથી — ચિત્તથી પૂરેપૂરું વિચારીને ભરવું રહ્યું. કંઈ પણ આચરવા કે વિચારવાના નિર્ણય પૂર્વે, પૂરી ચોકસાઈ રાખવી જોઈએ. આ યોગ્ય-અયોગ્ય, આ ઇષ્ટ-અનિષ્ટ, આ શ્રેય-અશ્રેય, આ સારું-નરસું કે તર-તમ એ બધી બાબતોને જીવનના હિતથી મૂલવી જોવી, એનો અર્થ જ વિવેક.

આ પ્રમાણે જીવનના પરમ હિતનો વિચાર કરતાં, નૈતિક વલણ પ્રવેશે છે. જેને માટે આપણે ત્યાં વિવેક શબ્દ વપરાયો છે.

અહીં એટલો ઊંડો અર્થ સાથે સાથે છે જ. હંસનો નીરક્ષીરવિવેક કહેવાય છે, તે આ ભેદ સમજનારી — આચરનારી બુદ્ધિ પરથી જ. મનુષ્યની સૂક્ષ્મ ભેદ સમજનારી બુદ્ધિ, દીર્ઘદૃષ્ટિ ભરી હોય છે; અને માટે જ મન પર અંકુશ મૂકનારી હોય છે. આ વિવેકશક્તિનો તે પરથી થતો સંકુચિત અર્થ આપણે સ્વીકારી લીધો છે. એ અર્થ છે, સારું વર્તન — આચરણ, તે વિવેક. વ્યાપક અર્થવાળા આ વિવેકને જગતના તમામ ધર્મે, ઇષ્ટ ગુણોમાં શિરોમણિનું સ્થાન આપ્યું છે. સંયમપ્રેરક હોઈ, તેમાંથી જ પ્રજ્ઞા એટલે કે નિર્મળ અને નિર્મમ જ્ઞાનબુદ્ધિનો ઉગમ છે.

આજના શહેરી જીવનમાં જે સ્વચ્છ જલની વ્યવસ્થા, તે જૂના કાળમાં નહોતી. એટલે અહીં બીજા ચરણમાં, દેહની તંદુરસ્તી માટે ગાળીને પાણી પીવાની સૂચના છે. પણ આને, દેહના તમામ પ્રકારના પથ્ય આહાર માટેની એક સુવાંગ સૂચના રૂપેયે લઈ શકાય. દેહની મલિનતા દેહ અને મનને રોગદૂષિત કરી શકે ખરી; એવો પરસ્પરનો માર્મિક સંબંધ છે. તેનું સચોટ ઉદાહરણ તે નળના પગની પાનીનું છે; તેની વણધોવાયેલ રહી ગયેલી પાનીના અમુક ભાગમાંથી કલિનો પ્રવેશ થયો હતો : જેણે નળની મતિને ભમાવી હતી; તે વાત ઉપરના સંબંધમાં સમજવા જેવી છે. જો 'ચોખ્ખો મારો દેહ' હોય તો, તેમાં 'વસે જગતનો નાથ', એ પ્રાથમિક શાળાની કવિતાને અહીં સંભારી શકાય.

હવે બીજી પંક્તિનું પૂર્વચરણ; સત્યશુદ્ધ વાણી વદવી. વાણીના અસત્ય પાછળ કાયા અને અથવા મનના મેલની — મલિનતાની શક્યતા રહેલી છે. વળી, વાણીનું ઉપરછલ્લું લાગતું જૂઠાણું ને અનિષ્ટ, વધારે અને ઊંડા જૂઠ ને અનિષ્ટનું સૂચક હોઈ શકે; અથવા તો તેવે માર્ગે લઈ જઈ શકે. એ આશયથી આ મંતવ્યનો અર્થ ઉકેલી શકાય.

આ ચરણમાં મેં સત્યને બદલે શાસ્ત્ર શબ્દનો પ્રયોગ પણ જાણ્યો છે. 'શાસ્ત્રશુદ્ધ વદે વાણી', એ રીતે અર્થ કરીએ, તો આમ થાય : શાસ્ત્ર વડે પ્રમાણભૂત — બહુજનમાન્ય એવી શુદ્ધ વાણી વદવી.

શાસ્ત્રનો પાઠ લેતાં પણ તાત્પર્ય-અર્થ તો એક જ છે. શાસ્ત્રો જગતમાં જે સત્ય પ્રવર્તે છે અને પ્રવર્તવું જોઈએ, તે સત્યને પ્રગટ કરતાં હોય છે. માટે જ પ્રાચીન કાળમાં પોતાની વાતને પુરવાર કરવા માટે, શાસ્ત્રોક્ત વચનોનો ઉલ્લેખ થતો; એ પ્રમાણેના શિષ્ટજનમાન્ય સમાજના આચારની રૂએ થતી વાતચીતનો આપણે ત્યાં ઢાળો હતો: મનુસ્મૃતિમાં આ શ્લોકની પૂર્વના શ્લોકમાં, સંન્યાસી કેવી વાણી વદે, તે વિશે કહ્યું છે કે સત્ય અને અહિંસાવાળી હોય. તે જ વાતનો અહીં ફરી આચારસંહિતાની એક કલમરૂપે ઉલ્લેખ છે.

હવે આવે છે છેલ્લું ચરણ : જે છે આ શ્લોકની વિચારણાની પરાકાષ્ઠા. કઈ રીતે, તે જોઈએ : આ શ્લોકમાં આપણે જોયું તેમ પહેલું ચરણ છે, સમ્યક્ એટલે કે યોગ્ય અથવા સાચી એવી ચેતનાનું—સંચરણનું; બીજું છે સમ્યક્ આહારનું; ત્રીજું સમ્યક્ વચનનું; તો ચોથું છે સમ્યક્ આચારનું એટલે કે સદાચરણનું. આ સદાચરણ—સત્ક્રિયા તે જ જીવનની સર્વથી ઉન્નત સાધના છે, માટે જ તે પરાકાષ્ઠા. પેલાં પૂર્વનાં ત્રણ મૂલ્યોની સાધનાનું એ એકત્ર-પરિણામી સ્વરૂપ છે.

તેનો વિગતે અર્થ સ્પષ્ટ કરીએ. મનથી એટલે કે, સમગ્ર ચેતનાથી શુદ્ધ — પવિત્ર બનેલા એવા સમ્યક્ આચરણની અહીં વાત છે. આ મન જેને આપણા ઋષિમુનિઓએ સર્વ શિવ સંકલ્પોનું આસન કહ્યું છે, જેને મહાત્મા ગાંધીજીએ અંતરાત્માનો અવાજ કહ્યો તે અંતરાત્મા છે. તેની પ્રેરણાથી સદાચરણ કરવાનું કહે છે; જ્યાં મનુષ્યનું મન, વચન, કર્મ—બુદ્ધિ, હૃદય અને સંકલ્પ, સર્વ એકત્રરૂપે ઉપસ્થિત છે; સંગઠિતરૂપે સક્રિય છે: માનવચેતનાનું એ જ સત્તાસ્થાન છે; તેની આણ સ્વીકારી સંન્યાસીએ સત્કર્મ પ્રવૃત્તિ કરવાની છે. જેથી સમાજ કલ્યાણમય રહી શકે; પોતે ઈશ્વરમય.

કોઈ જો એમ પૂછે કે પ્રથમ ચરણમાં 'દૃષ્ટિ' દ્વારા મનની જ વાત કરી છે. તો પછી ચોથા ચરણમાં 'મનઃપૂત' કહીને પણ મન વિશે જ

કહીને શું એની એ વાતનું પુનરાવર્તન કર્યું છે? એનો જવાબ એ છે કે પ્રથમ કહેલી ક્રિયામાં એટલો ઊંડો મનોવ્યાપાર નથી; કદાચ ચાલુ અને સામાન્ય જીવનના વ્યવહાર પૂરતો જ તેનો ઉલ્લેખ હોય, આમ છતાં તેની ગંભીરતા તો છે જ; એથી અંતરાત્માના સમ્યક્ અવાજ માટેની એને પૂર્વભૂમિકાની ક્રિયા તો જરૂર માની શકાય — એટલે પુનરાવર્તન પામેલી નહિ, પણ સંબંધિત એવી મનની બન્ને ક્રિયાઓ ગણી શકાય ખરી.

આમ આ શ્લોક દ્વારા ખાસ તો સંન્યાસીને, અને વ્યાપક રીતે જે કોઈ આત્માર્થી હોય તેવા મનુષ્યને બોધ કરેલો છે. સમગ્ર શ્લોકનો વ્યાપક સૂર ધાર્મિક નૈતિકતાનો છે; તેનો માર્મિક પુરાવો તે શ્લોકમાં વારંવાર — વળીવળીને આવતો **પૂત** શબ્દ છે. જીવનમાં જે કંઈ તેને વિશેને આ **પૂત**નો — શુદ્ધનો આગ્રહ, તે જ હિંદુધર્મી માનસના સંસ્કાર છે; એ જીવનસાધના વડે સાધક સ્થિરજ્ઞાનને—પ્રજ્ઞાને પામે છે.

આ શ્લોક, પાસે આવતા પજુસણ પર્વના પ્રયોજનને પ્રદર્શિત કરી રહો!

૧૦–૭–’૭૬

# કરસ્તોત્ર

અયં મે હસ્તો ભગવાન્ અયં મે ભગવત્તરઃ ।
અયં મે વિશ્વભેષજઃ અયં શિવાભિમર્શનઃ ।।

ઋગ્વેદ, મંડળ ૧૦, સૂક્ત ૬૦, શ્લો. ૧૨

અર્થ :

આ મારો હાથ ભગવાન છે, ભગવાનની — તેની શક્તિઓથીય વિશેષ છે, વિશ્વના ઔષધરૂપ, તેનો સ્પર્શ કલ્યાણ વરસાવનાર છે.

મનુષ્યને પશુમાંથી સાંપડેલા માનવસ્વરૂપનું નિમિત્ત અને વ્યાવર્તક લક્ષણ તે તેના બે હાથ છે. ચાર પગમાંથી બે હાથોનું રૂપાંતર છે. વળી પશુવત્ આદિમાનવમાંથી સંસ્કૃત મનુષ્યનો વિકાસ, તેનું પ્રતીક્ય તેના હાથ છે. મનુષ્યના એ એક કરણ વડે તેની ચેતનાનો અપરિમેય વિકાસ, માનવસંસ્કૃતિની પ્રગતિમાં ઉપકારક બનેલો છે. કુદરતે નવાજેલું એ અમોઘ વરદાન છે; મનુષ્યને સાંપડેલી એ અમૂલ્ય સોગાદ છે. અનુષ્ટુપ છંદમાં અભિવ્યક્ત પ્રસ્તુત ઋચા, એ મનુષ્યની એક મહત્ત્વની કર્મેન્દ્રિયનું મહિમાસ્તોત્ર છે.

ઋગ્વેદકાલીન આ સ્તોત્રો, મનુષ્યની મુગ્ધ ભક્તિનાં દ્યોતક છે; તેથી ભાવભિભરાતાં છે. તેની પાછળનું અપાર વિસ્મયકૌતુક એ પ્રાચીન માનવની આરંભાયેલી કવિતાશક્તિનું તાજગીતત્ત્વ છે : બીજી બાજુ, તે કોઈ પણ યુગની કવિતાનું સનાતન પ્રેરક તત્ત્વ છે. આ ઉદ્‌ગારો કૃતજ્ઞ માનવના કંઈ અનેરી પ્રાપ્તિના આનંદના ચિરંતન ઉદ્‌ગારો છે. તેથી, જોકે આ ઋચા પ્રાચીન છે છતાં, અદ્યતન કવિતા જેવી લાગે છે. તેનો વિષય ને સીધેસીધા ઉદ્‌ગારની રીત, તેવાં જણાય છે.

જોઈએ એ કર્મેન્દ્રિયની ગરિમા.

ઋષિ ભાવવિભોર બનીને લાગલું જ એક જંગી — ભાવગુરુ વિધાન કરે છે : આ મારો હાથ ભગવાન છે! આપણને થાય, કેટલું પ્રગલ્ભ વિધાન! તેમ હોવાનું એક કારણ અનુપમ, અલૌકિક ભગવાનનું ઉપમાન લીધું છે, તો બીજું કારણ, એથી કરીને ઋષિએ ઉપમાને બદલે રૂપક પ્રયોજેલું છે જેથી હાથમાં કરેલું દેવત્વનું આરોપણ, સહજ બની રહે છે : સચોટ પણ. એથી હાથમાં, ભગવાનની સર્વશક્તિ અને સર્વાધીશપણું વ્યંજિત થાય છે.

એક સંસ્કૃત શ્લોકમાં વિશેષપણે ભગવાનનો વાસ આટલી બાબતોમાં જણાવાયો છે : જેમાં ભગવાનની ભાળ મળે છે : વળી પરોક્ષપણે હાથનો અપાર મહિમા હૃદયગત થાય છે :

ઐશ્વર્યસ્ય સમગ્રસ્ય વીર્યસ્યઃ યશસઃ શ્રિયઃ।
જ્ઞાનવૈરાગ્યયોશ્ચૈવ ષણ્ણાં ભગ ઇતીરણા ॥

સમગ્ર ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છને ભગ નામથી ઓળખવામાં આવે છે. અર્થાત્, આ છ ભગ — ઐશ્વર્ય — વિભુતિ જેમાં છે, તે ભગવાન છે. આ બધી છે લૌકિક જગતની તેમ જ આધ્યાત્મિક જગતની સંપત્તિ. આ છનો જેમાં વાસ છે તે ભગવાન છે, એ મંતવ્ય રજૂ થતાં મનુષ્યકર્તૃત્વનો મુદ્દો પ્રવેશે છે. કારણ કર એક એવું કરણ છે કે તે ઉપર્યુક્ત તમામ સત્તાસંપતિનો કર્તા છે. અહીં મનુષ્યનો કર, એ તેના શરીરનું અંગ છે, તે ઉપરાંત તે મનુષ્યના તમામ કર્તૃત્વનું પ્રતીક — સંજ્ઞા રૂપે છે. જે આટઆટલું રળી શકે, તેનું શ્રેષ્ઠત્વ ને ઇષ્ટત્વ નિર્વિવાદ છે. એથી કવિએ તેને ભગવાનની અડોઅડ સ્થાન આપ્યું ના ! ખુદ ભગવાનનાં જ સંજ્ઞાસંકેત આપ્યાં.

આમ, કરમાં કર્તૃત્વનો ભાવ આરોપેલો છે; તેમ બનતાં, મનુષ્યચેતનાના કર્તૃત્વની તમામ શક્તિનો તે વ્યંજક બને છે. કર વાપરવાને કારણે માનવચેતનાનો સવિશેષ વિકાસ નૃવંશશાસ્ત્રે નોંધેલો છે. એટલું જ નહિ, મનુષ્યની ઉચ્ચતમ ભાવાભિવ્યક્તિનું ઉપાદાન હસ્ત છે, વરદહસ્ત અને અન્ય મુદ્રાઓ આ સંદર્ભમાં સંભારી શકાય. મનુષ્યનો હાથ કલા ઉપરાંત માનવવ્યવહારમાં ભાવ પ્રગટ કરી સ્થાપવાનું મોંઘેરુ સાધન છે. તે પરથી હિંદુ લગ્નનો હસ્તમેળાપ વિધિ, તે સ્ત્રીપુરુષસંબંધનો સૂચક છે : તો હસ્તધૂનન જેવો પાશ્ચાત્યવિધિ, મૈત્રીનો સંકેત ધરે છે. વળી બુદ્ધના પટ્ટશિષ્ય આનંદે જે કર વડે પ્રિયતમાપત્નીના કપોલે પત્રાવલિ આળખી આપી હતી તે જ કરથી ચીવરવસ્ત્ર ધારણ કરી તે ચીવરી — બૌદ્ધ ભિખ્ખુ બન્યા હતા. આમ ઉત્તમોત્તમ ભૌતિક અને આધ્યાત્મિક ભાવો પ્રવૃત્તિઓનો કર્તા કર છે.

આ ઋચાના બીજા ચરણમાં કરને ભગવાનથીયે અધિક ગણ્યો છે! વેદની સ્તોત્રપ્રવૃત્તિ એવા બંધારણની છે કે તેમાં ભાવની

અતિશયિતા હોય. સત્યના અંશને ઉઠાવ આપવા, તેની ઉપર, તેને પ્રગટ કરવાની પ્રક્રિયાનો એ ઉદ્રેક છે; ભાવઉછાળો છે. એટલે કવિ બીજા ચરણમાં, પૂર્વ ચરણથી પ્રગલ્ભતર વિધાને વળે છે. સામાન્ય દૃષ્ટિએ જોતાં, તે ભગવાનથી વિશેષ શી રીતે હોય? શક્તિઓની કોઈ વિશેષતાને કારણે જ ને? ઋષિને જે અભિપ્રેત છે તે અહીં અનુલ્લેખિત છે: છતાં તેનું અનુમાન કરીએ: મનુષ્ય જે અનેક પુરુષાર્થોનો કર્તા છે, તેની શક્તિઓની અકલ્પ્ય શક્યતાઓ છે. ઈશ્વરની શ્રેયસ્કર શક્તિઓ, આપણને વિદિત છે તેમ, ચમત્કાર સર્જનારી છે જ્યારે મનુષ્યની શક્તિઓ, તેમ હોવા વિના, ચમત્કારક રીતે અનંતઘણી છે, અને અનંત શક્યતાઓથી ભરેલી છે. એ વિશે એ પોતે પણ સર્વથા ક્યાં જાણકાર છે? પ્રત્યેક નવી વૈજ્ઞાનિક શોધ કે એવો કોઈ ચૈતસિક વ્યાપાર, મનુષ્યશક્તિનો નવો ઉઘાડ ને નવો ઉન્મેષ છે. માનવજાત જેમ જેમ નવી ખોજો કરતી જશે તેમ તેમ તેની શક્તિનો વ્યાપ સરજાશે.

વળી આ વિધાનનો બીજો અર્થ પણ થઈ શકે: ભગવાનની શક્તિઓની સાથે તુલના કરતાં, આ શક્તિઓ વિશિષ્ટ પ્રકારની છે. મનુષ્યને કરનો ઉપયોગપ્રયોગ છે, તેથી તે ધારેલ ચેતના નિપજાવવા પુરુષાર્થ કરે છે; ભગવાન યથાકામ સંકલ્પમાત્રથી પરિણામ નિપજાવે છે, તેને મનુષ્યની માફક કરનો ખપ પછી કરવાપણું નથી. આ બીજા ચરણમાં હાથને માનવચેતનાનો નિમિત્ત લેખી તે કારણે અતિશયોક્તિથી ભગવાનથી તેની સરસાઈ કહી છે.

એ સરસાઈના સ્વીકાર સાથે બધા રોગદોગનો ઉપાય આ હાથ બની રહે છે. જીવનની એ જડીબુટ્ટી છે: તેથી વિષમતાનું નિવારણ અને શાતા છે. આમ મનુષ્ય કરનો જાદુઈ સ્પર્શ થતાંવેંત, તેનું ભાગ્ય કલ્યાણમય બની જાય છે.

એવી છે ઋષિને મન કર્મેન્દ્રિયની અમોઘ શક્તિ, અપાર ચમત્કાર અને તેના કર્તૃત્વનો અગાધ મહિમા. જેથી તે તમામ ઇંદ્રો

સર્જી શકે અને તમામ અનિષ્ટ નિવારી શકે. મનુષ્યશક્તિમાં આવું અદ્‌ભુત જોનાર આ ઋષિનો બુલંદ અને પ્રેરણાદાયી આશાવાદ અને આસ્તિકતા આ ઋચામાં છે. વળી ઋષિએ કરના પુરુષાર્થથી સંભવિત એવી મનુષ્યની ઉત્તમ શક્તિઓને જ લક્ષમાં લીધી છે. તે પરથી કોઈ અવશ્ય પ્રશ્ન ઉઠાવે કે એ જ કરથી થયેલાં હીનહિચકારાં કર્મોનું શું? તેનો જવાબ કે મંગલના ઉપાસક વેદઋષિ, તેના હીન ભાગની ઉપેક્ષા દ્વારા તેનો નિષેધ રચે છે. તેને ઇષ્ટ કાર્યોમાં મનુષ્યને પ્રેરવા ને ઉત્સાહિત કરવા આ સ્તોત્રનું સર્જન છે. વેદધર્મે મનુષ્યને શ્રમવાળું અને સંયમિત જીવન પ્રેર્યું છે તેનો પુરાવો તે આ કર-સ્તોત્ર છે.

આપણી સંસ્કૃતિએ જેમ કર તેમ ચરણ દ્વારા કર્મયોગને આદિ-કાળથી પ્રબોધેલો છે. 'ચાલ્યા જ કર'વાળું સૂક્ત તેનું જાણીતું ઉદાહરણ છે. છતાં કરનો મહિમા અતિઘણો છે; તેથી તો તમામ્ ભાષાઓમાં કર અંગેની કહેવતો ને રૂઢિપ્રયોગો કેટલાં બધાં છે! કરની આ માંગલિકતા, દેવત્વ આપણે હૈયે વસેલાં છે. તે સિવાય અમસ્તાં આપણે પ્રાતઃકાળે ઊઠતાંવેંત પેલો પ્રચલિત શ્લોક 'પ્રભાતે કરદર્શનમ્'-નો બોલતાં હોઈશું? નવા માસના બીજદર્શને પણ આપણે પછી કરદર્શન જ કરીએ છીએ ને?

આ શ્લોકના મહામના ઋષિએ, આ ઋચા દ્વારા કર્મયોગની કરદીક્ષા આપી છે.

૧૦-૧-'૭૯

# વાગ્વજ્ર

મંત્રો હીનઃ સ્વરતો વર્ણતો વા
મિથ્યા પ્રયુક્તો ન તમર્થમાહ ।
સ વાગ્વજ્રો યજમાનં હિનસ્તિ
યથેન્દ્રશત્રુઃ સ્વરતોઽપરાધાત્ ॥

પતંજલિ-શિક્ષા, ૫૨

અર્થ :

સ્વરથી કે વર્ણથી કે હીન હોય તો મંત્ર તે તે અર્થને કહેતો નથી; તે વાગ્વજ્ર બનીને યજમાનને હણે છે, સ્વરના અપરાધને કારણે જેમ 'ઇન્દ્રશત્રુ' (હણાયો, તેમ.)

ભવભૂતિએ 'ઉત્તરરામચરિત'માં હૃદ્ય વાણીને કામદુગ્ધા કહી છે : જે બધુ અભીપ્સિત દૂઝે છે. તો કઠોર વાણીને આસુરી ને ઘાતક કહી છે. ઉપરના શ્લોકમાં બોલાતી વાણીની કાર્યસાધકતાનો વિચાર કરેલો છે. પણ લિખિત શબ્દનેયે તેના સામાન્ય રૂપમાં આ સિદ્ધાંત લાગુ પડી શકે ખરો.

અહીં જે બોલાતી વાણીનો વિચાર કરેલો છે, તો કોઈ વ્યવહારની કે એવી મામૂલી વાણીની વાત નથી; કોઈ લોકોત્તર શક્તિના સાધ્ય અંગે ઉચ્ચારાતા મંત્રરૂપ શબ્દનો ખાસ ખ્યાલ રાખેલો છે. એટલે જેવો ચારિત્ર્યસંપન્ન વાદી — બોલનાર, તેવી તેની મંત્રવાણી ને તેવી તેની કાર્યસાધકતા. એવી મંત્રવાણી વિશે કવિએ અર્થાન્તરન્યાસ અલંકાર યોજીને એક સર્વસામાન્ય વિધાન આ શ્લોકમાં કર્યું છે; જેને, અંતની પંક્તિમાં, પુરાણમાંથી એક વિશિષ્ટ કથાદૃષ્ટાંતના-ઉલ્લેખથી સમર્થન આણી આપ્યું છે.

આ દૃષ્ટાન્તનું કથાનક સંક્ષેપમાં જાણતાં કવિનું વક્તવ્ય યથાર્થપણે પામી શકાશે.[1] આ દૃષ્ટાંતની ઘટના ભાગવતમાં મૂકેલી છે. ઇન્દ્રે પોતાના ગુરુ બૃહસ્પતિનું અપમાન કર્યું; પછી બ્રહ્માની સલાહથી વિશ્વરૂપ નામના ઋષિને ગુરુ કર્યા. વિશ્વરૂપે યજ્ઞકર્તવ્ય આચર્યું; દેવો માટેના એ યજ્ઞમાં તેણે દાનવનેયે હવિષ્ય અર્પવા માંડયું. કારણ તે સુર પિતા પણ અસુર માતાનું સંતાન હતા. ઇન્દ્રે શિક્ષા કરીને વિશ્વરૂપનાં ત્રણ મસ્તકો છેદી નાખ્યાં. વિશ્વરૂપના પિતા ત્વષ્ટાએ તેનો બદલો લેવા યજ્ઞ કર્યો. એ યજ્ઞના ફળ તરીકે ઇન્દ્રને હણનાર પુરુષ ઉત્પન્ન કરવાની તેને ઇચ્છા થઈ.

પણ આ યજ્ઞમાં મંત્રો ભણનાર બ્રાહ્મણોએ મંત્ર ભણવામાં દોષ કર્યો. 'ઇન્દ્રશત્રો વર્ધસ્વ' એ શબ્દના ઉચ્ચારણમાં, એવી રીતે

૧. જુઓ પ્રસ્તુત પુસ્તકનો લેખ 'આર્જવી ભક્તિ'માં આપેલી આ જ કથા, પૃ. ૭૦.

સ્વરભાર (accent) મૂક્યો કે જેથી તેનો અર્થ વિપરીત થયો. તેથી ઇન્દ્રને હણનાર શત્રુને બદલે ઇન્દ્રથી હણાનાર શત્રુ, એવો અર્થ નીપજ્યો. આમ 'ઇન્દ્રશત્રુ' શબ્દના ઉચ્ચારણમાં સ્વરનો અપરાધ થતાં તે શબ્દ તત્પુરુષને બદલે બહુવ્રીહિ સમાસને અનુરૂપ ઉચ્ચારણ પામ્યો. મંત્રવાણી નિષ્ફળ તો જાય નહિ. એટલે, ત્વષ્ટાને અપેક્ષિત ઇન્દ્રનું મૃત્યુ તો ન થયું : બલ્કે, યજ્ઞમાંથી ઉત્પન્ન થયેલ વૃત્રાસુરને ઇન્દ્રે હણી નાખ્યો.

શ્લોકની ચોથી પંક્તિમાં સૂચિત દૃષ્ટાંતની કથા આ મુજબની છે. વિકૃત ઉચ્ચારણના દોષનું આવું ગંભીર પરિણામ સૂચવી, કવિ મંત્રવાણીઉચ્ચારણનું ને તે નિમિત્તે સમગ્ર વાણીસ્વરૂપનું ગૌરવ કરે છે. મનુષ્યના સમગ્ર વ્યક્તિત્વનો પ્રભાવ તેની વાણી પર પડે છે. વાણી મનુષ્યચેતનાનું પ્રત્યક્ષીકરણ છે. તેના શુદ્ધ, યથાર્થ પ્રયોગની ચીવટનો આગ્રહ તેમાંથી ફલિત છે. પશુથી મનુષ્યનું, અને એકથી અન્ય કોટિના મનુષ્યપ્રકારનું વ્યાવર્તક લક્ષણ, તે વાણી છે. વાણીથી તેના સમગ્ર વ્યક્તિત્વની ઓળખ — ભાળ મળે છે. કોઈ કવિના કંઠે થતા પઠનથી, તેના હૃદયના રસવેધી પાતાળની ભાળ મળે છે; કોઈ પયગંબરી વાણીનો પ્રભાવ ઝીલીને હતપ્રાણ પ્રજા સચેત થાય છે; એવી જ પ્રભાવક નીવડે છે, ધર્માચાર્યની ઉદ્બોધનવાણી, ઋષિની મંત્રવાણી, પ્રેયસીની સ્નેહસરલ વાણી, બાળકની કાલીઘેલી વાણી, વગેરે, વગેરે. આવા વિવિધ કંઠની નિરનિરાળી વાણીના પ્રભાવથી, કોણ અજાણ છે?

માટે જ આપણા શાસ્ત્રકારોએ વાણીની શુદ્ધિ અને ઉચિત પઠનનું ખાસ શાસ્ત્ર સર્જ્યું છે. વેદપાઠી બ્રાહ્મણોને જેમણે સાંભળ્યા હશે, તે તેની સાખ પૂરશે. આપણી સંસ્કૃતિએ જીવનમાં મન, વચન અને કર્મની સત્યતા એટલે કે શુદ્ધિ અને ઔચિત્ય વિશે કેટલો વેધકપણે વિચાર કરેલો છે! કારણ તેઓ હીન વાણીનાં દુષ્પરિણામ સમજે છે. માટે તો તેનો ઉલ્લેખ છે; તે અર્થે આ શ્લોકમાં વાપરેલો

વાગ્વજ્ર શબ્દ ઘણો ભાવતીવ્ર હોઈ સચોટ છે. એથી એ શ્લોકનીં માર્મિક અભિવ્યક્તિનો શબ્દ બની રહે છે.

એવો છે આપણી આર્યત્વની વિભાવનાએ પ્રેરેલો, વાણી-ઉચ્ચારણની શુદ્ધિનો આગ્રહભર્યો ખ્યાલ. હવે આજે?

૨૩-૧-'૭૯

# કર્ણરસાયણ

મુખમાત્રેણ કાવ્યસ્ય કરોતિ હૃદયો જનઃ ।
છાયામચ્છામપિ શ્યામાં રાહુઃ તારાપતેરિવ ॥

**અનુવાદ :**

નિર્મળી ચંદ્રકાંતિ તે રાહુના ગ્રહણે જશી,
મલિન મુખમાત્રેથી કાવ્યોચ્ચારણની ગતિ.

**અર્થ :**

જેમ રાહુ સુંદર એવી ચંદ્રછાયાને મુખમાં લેતાંની સાથે જ મલિન કરી દે છે, તેમ અરસિક જન પોતાના મુખથી કાવ્યનું ઉચ્ચારણ કરે તેની સાથે જ કાવ્યને મલિન (અશુદ્ધ) બનાવી દે છે.

સુંદર કવિતાના સુયોગ્ય ભાવોષ્મ પઠનથી, તેના શબ્દેશબ્દને શ્રોતાના હૃદયમાં ભાવસંજીવન કરી શકાય છે. તેનામાં, કવિતાની ભાવસૃષ્ટિ જોડેનો સંબંધ નિર્માય છે, તેનો પ્રેરનાર પાઠક છે. આમ પાઠક કવિતા અને શ્રોતા વચ્ચેનો ભાવુક સેતુ છે: અથવા કવિતા અને તેના ભાવકો વચ્ચેનો તે રસજ્ઞ આડતિયો છે. જો કવિતાસર્જન એક પ્રકારનું પ્રત્યાયન (communication) છે; તો પઠન એ અન્ય પ્રકારનું છે. કેટલીક વાર કવિ અને પાઠક એક જ વ્યક્તિ હોય: કેટલીક વાર અલગ પણ.

ઊર્મિકવિતાના ભાવને પ્રવાહિતા પ્રેરનાર, તે તેનું સુયોગ્ય પઠન કે ગાન છે; જેથી શ્રોતાનું તત્કાળ ભાવનિમજ્જન થાય છે. તેથી વિપરીત પઠન, કવિતાની પ્રોજ્જ્વલતાને ઝાંખપ આણે છે. ઉપરના સુભાષિત-શ્લોકમાં તે જ બિના નોંધી છે. અધમ પાઠકનો ઉલ્લેખ છે. તેની અરસિક — કહો, કે દૂષિત પઠનરીતિનો ઉલ્લેખ કર્યો છે. ચેતનાની એ ઊણપ, પઠિત કવિતાની ભાવસૃષ્ટિને ઝાંખપ આણે છે; તે કથવા માટે શ્લોક-કારે એક સુંદર દૃષ્ટાંતથી તેની તુલના કરી છે: રાહુગ્રહણના ઓછા-યાથી જેમ ચંદ્રઆભા ઝાંખી પડે, તેમ દૂષિત ઉચ્ચારણથી કવિતાનું સૌન્દર્ય ઝંખવાય છે.

આ દૂષિત પઠન કઈ કઈ રીતનું છે? પાણિનીય શિક્ષામાં આવા અધમ પાઠકોનું વિવિધ સ્વરૂપ વર્ણવ્યું છે. જેમને લક્ષમાં રાખી, વિશેષપણે વિચારી શકાય. સામાન્યપણે આ દોષો જન્મે છે, ૧. કવિતાની રસજ્ઞતા કે અર્થબોધને અભાવે, ૨. રસજ્ઞતા કે સભાન-તાના અતિઉત્સાહે, ૩. વાચનપઠનના સંસ્કારદોષે, ૪. પઠનના કે અભ્યાસને અભાવે. કે પછી ૫. અન્ય કોઈ અણઆવડતે. અહીં રજૂઆતથી તે સહુનાં નિરીક્ષણો સત્ય જણાશે.

કેટલાક પાઠકો પઠનવેળા અર્થબોધ પ્રત્યે ઉદાસીન હોય છે કે અન્યમનસ્ક હોય છે. ત્યારે તેમનું પઠન અર્થસંકેત વિનાનું નિષ્પ્રાણ

લાગે છે. કેટલાક પઠનથી અર્થબોધની આવશ્યકતા હોય ત્યારે પઠન બદલે ગાઈને અર્થવિક્ષેપ રચે છે; કેટલાક શીઘ્ર કે મંદ પઠનથી અર્થ-સંસ્કાર જાગવા જ દેતા નથી. તે પરથી રાજશેખર કહે છે : 'અતિ ઝડપથી, અતિ ધીરેથી, ખૂબ મોટા અવાજે અથવા અવાજહીન, પદચ્છેદરહિત, અવ્યક્ત, અત્યંત મૃદુ અથવા પરુષ એટલે કે કર્કશ પાઠની કવિઓ નિંદા કરે છે.' (કાવ્યમીમાંસા, અધ્યાય ૭.)

પાણિનીય શિક્ષા આવા અધમ પાઠકોને આ પ્રમાણે વર્ણવે છે : ગાઈને, શીઘ્રતાથી બોલીને, માથું કંપાવીને, અર્થ ન જાણતો હોય તે રીતે કે અલ્પકંઠ હોય, તે અધમ પાઠક છે. આપણે જોઈએ છીએ કે અંગના વધારે પડતા હલનચલનથી, વધારે પડતા હાવ-ભાવથી, લટકાથી કે વાણીના વધુ પડતા લહેકાથી, અશુદ્ધ ઉચ્ચારણથી પાઠક શ્રોતાનું ધ્યાન પોતાના પ્રતિ દોરે છે; કવિતામાં એકાગ્ર થતાં રોકે છે. કેટલીક વેળા પાઠકને પંક્તિનો અર્થબોધ હોય : પણ સમગ્ર કૃતિનો લય તેને ન પકડાયો હોય : તો પણ તે પઠનથી શ્રોતાની જિજ્ઞાસા સંતોષી ન શકે. વિરામચિહ્નોનો ખ્યાલ ન રાખ્યાથી, અતિશય ભાર દઈને કે અસ્પષ્ટ પઠન પણ એવું જ બિનઅસરકારક નીવડે. કેટલાક, આવશ્યક પુનરાવર્તન, સંકોચથી ટાળે છે : કેટલાક અનાવશ્યક પુનરાવર્તનથી શ્રોતાઓને પજવે છે. જે પછી કાવ્યસમ્મુખ થઈ શકતા નથી. જેવું અશુદ્ધ ઉચ્ચારણ તેવું જ ચીપીચીપીને કરેલું કૃત્રિમ કે વિલક્ષણ ઉચ્ચારણ પણ ખરાબ પઠન છે. કેટલાક લઘુગુરુ માત્રા કે અક્ષરોની ઉપેક્ષા કરી જેમતેમ પાઠ ગગડાવી જાય છે; કેટલાક પદ્યરચનાની યતિને ગાંઠતા નથી. કેટલાક કાકુના અનુપયોગથી કે ભાવભંગિની અવગણનાથી એકધારું, શુષ્ક પઠન કરી જાય છે. જે શ્રોતાનાં હૃદયોમાં કાવ્યચેતના સંક્રાન્ત કરી શકતા નથી.

તો ઉત્તમ પઠનની રીત કઈ? તેનો પણ સુંદર રીતે વિચાર પાણિનિએ જ કર્યો છે :

**વ્યાઘ્રી યથા હરેત્પુત્રાન્ દંષ્ટ્રાભ્યાં ન ચ પીડયેત્।**
**ભીતા પતનભેદાભ્યાં તદ્વદ્ વર્ણાન્ પ્રયોજયેત્ ॥**

પાણિનીય શિક્ષા, ૨૫

અર્થાત્ વાઘણ જેમ દાઢોથી સંતાનને લઈ જાય છે પરંતુ તેને પીડા થવા દેતી નથી: કેમ કે તે બચ્ચાના પડવાથી કે ઘાયલ થવાથી ડરે છે; તે રીતે વર્ણોનો (પઠન કરતાં) પ્રયોગ કરવો.

અહીં વર્ણોચ્ચારની રીતિ, દૃષ્ટાંતકથિત હોઈ તાદૃશ છે. જોઈ શકાશે કે અહીં પઠનની અનાયાસ સાહજિકતાને ભાવસ્નિગ્ધ મુલાયમતા અનિવાર્ય લેખી છે. પાઠક ઉચ્ચારમાં વર્ણની સ્પષ્ટ નિશ્ચિત પકડ રાખે: છતાં તે ઉચ્ચારણપકડ મુલાયમ હોય.

આ બન્ને બાબતોના અનુલક્ષમાં, રાજશેખર પઠનકૌશલ અંગેની કેટલીક સૂચનાઓ આપે છે, તે અનુસરવા યોગ્ય છે. "લલિત, કાકુથી સમન્વિત, ઉજ્જવળ, અર્થાનુકૂલ પરિચ્છેદ કરતાં કરતાં, શ્રુતિને સુખકર એવા એક એક વર્ણના સ્પષ્ટ રૂપથી થતા પાઠની કવિઓ પ્રશંસા કરે છે;" અને, "ગંભીરતા, સસ્વરતા, ઊંચાનીચા સ્વરોની માવજત, સંયુક્ત વર્ણોમાં લાવણ્ય: આદિ પાઠના ગુણ માનવામાં આવે છે." (અનુવાદ: 'કવિતાની સમજ': હેમન્ત દેસાઈ) છેવટે, રાજશેખરની દૃષ્ટિએ, 'ગોવાળિયાથી માંડીને સ્ત્રીઓ સુધી' સર્વપ્રિય કાવ્યપઠન કરનાર કવિ જ વાગ્દેવતાને પ્રિય હોય છે, એટલે કે અજ્ઞાની ગ્રામ્યથી માંડીને ભાવક લગીની કક્ષાને કવિએ લક્ષમાં લેવી જોઈએ. કવિને કથેલ આ સૂચના કોઈ પણ રસજ્ઞ વાચક અને ખાસ કરીને શિક્ષક માટે કેટલી બધી અનુકરણીય છે!

ઉપર્યુક્ત આપણા ઊંડી સમજવાળા શાસ્ત્રકારોએ આ વિષયે કેટલો યથાયોગ્ય વિચાર કર્યો છે! માનવમનની પ્રક્રિયાને તેમણે વેધક સમજથી ખ્યાલમાં રાખી છે. માનવચિત્ત પર જે અર્થ કે ભાવબોધ અનાયાસપણે થાય, તે જ તેના હૃદયનો આસાન સંસ્કાર બની રહે. સંવેદનશીલ ભાવકના હૃદયમાં કવિતાની ભાવસૃષ્ટિના વિવિધ ભાવોની

ગુંજ જગાડવી હોય, તો તેના મનમાં કશો વિક્ષેપ જગાડ્યા વિના કવિતાના સંસ્કાર મૂકવા જોઈએ. હળવેકથી અને સાહજિકતાથી થતું પઠન જ તેવી અસર પાડી શકે.

ખરું પૂછો તો ભાવવાહી વાણીનો આ રસપ્રવાહ વહેતા ઝરણા જેવો સાહજિક, પ્રાસાદિક હોય ને કલનાદ જેવો કર્ણમંજુલ હોવો ઘટે. કારણ એ કાવ્યામૃત, શ્રોતાનું કર્ણરસાયણ છે. કોઈ તરી જલ પરથી વહી જઈ તેમાં કશો ક્ષોભ જગાડતી નથી; પણ એક હળવીક તરણરેખાનો સંસ્કાર મૂકી જાય છે. તેવું કાવ્યપઠન શ્રોતાને ગમે.

૨૭-૧-'૭૯

# કવિતાસંસ્કૃતિનું કાર્ય

એકસ્તપો દ્વિરધ્યાયી ત્રીભિર્ગીતિં ચતુઃપથમ્ ।
સપ્તં પંચ કૃષીણાં ચ સઙ્ગ્રામો બહુભિર્જનૈઃ ॥

અર્થ :

એકલાએ તપ કરવું, બેએ અધ્યયન, ત્રણે ગાવું, ચારે પ્રવાસ; બારે ખેતી ખેડવી અને સંગ્રામમાં બહુ જન હોય.

અહીં વ્યક્તિની એકલ અવસ્થાથી માંડીને બેથી બારના જૂથ રૂપે કે તેથી વિશેષ, બહુના સમૂહરૂપે તેના સમવાય જેવું કંઈક રચાય છે: અને તેને અર્થેની કોઈ ઇષ્ટ પ્રવૃત્તિનુ અહીં સૂચન છે. એ પ્રવૃત્તિચિત્ર દ્વારા તે જમાનાનું અમુક સામાન્ય પ્રકારનું સમાજદર્શન આ સુભાષિતમાં છે. તેની અર્થવીગતો વિચારીએ.

એકલો હોય તે તપ કરે: અહીં તપનો રૂઢ વિશિષ્ટાર્થ જણાય છે: આધ્યાત્મિકતાનું — ઈશ્વરસાક્ષાત્કારનું તપ, એવો. કારણ તે પછી બે માણસોનો ઉલ્લેખ જે અધ્યયન અર્થે કર્યો છે, તેયે એક પ્રકારનું તપ — જ્ઞાનસાધના તો છે જ. જોકે બે જણ વિશેનું એ મંતવ્ય, તેને સર્વાંશે સત્ય કહી શકાય ખરું? કારણ, કોઈક દૃષ્ટાંતમાં બે જણ અધ્યયનમાં પરસ્પરને પ્રેરક —ઉપકારક બને: કોઈકમાં તે વિક્ષેપકેય બને.

ત્રણ ભેળાં મળે તો ગીત ગાય: એય સાપેક્ષ સત્ય છે. હજી બે જ વ્યક્તિ સાથે હોય તો ત્યાં લગી કોઈક ગંભીર અંતર્મુખીય પ્રવૃત્તિ શક્ય ખરી: પણ અંગ્રેજી કહેતી અનુસાર 'Three is crowd'-માં રહેલું બેથી વિશેષ વ્યક્તિનું જૂથ જો મોજીલું, રંગીલું બની જાય તો લલકારે — ગાવાની મોજ માણે, એ અર્થમાં ત્રણ હોય તો આનંદપ્રમોદ કરે, તેવો અર્થ અભિપ્રેત છે. બાકી તો એકેય ગાય ને બેય ગાઈ શકે: ને સમુદાયગાનના આનંદનો કેફ તો ક્યાં અજાણ્યો છે?

આગળ કહે છે, વાટમાર્ગુ ચાર મળીને વાટ વગોટે. આ સૂચનને એ યુગના સંદર્ભમાં સમજવું જોઈએ. વણખેડાયેલ, અલ્પવાહન-સાધન અને અલ્પરક્ષિત એ જમાનાના પ્રવાસપંથમાં અનેક અડચણો સહજપણે નડે; ત્યારે 'એકથી દો ભલાં'ના અનુભવવચનથી અડસટ્ટે ચારનો આંકડો કે પછી કોઈક — આપણાથી અજાણે — સવીગત વિચારણાથી ચારનો આંક મૂકેલો છે. ધાડ વગેરે પ્રવાસપંથની વિવિધ વિટંબણાઓના અનુલક્ષમાં, એટલા ઝાઝા જનની ઉપયોગિતાનો અહીં ખ્યાલ કરાયો છે.

એવી જ ઝાઝા જનની ઉપયોગિતા ખેતમજૂરીમાં આવશ્યક

લેખી, પાંચ કે સાત અથવા પાંચ વત્તા સાત મળીને કુલ બાર જણાં-નું સૂચન છે. એ મંતવ્યની તથ્યતા, પન્નાલાલની 'માનવીની ભવાઈ' નવલકથાના નિવેદનવાક્યથી પ્રતીત થાય છે. "ખેતી એ તો ભાઈ, ઝાઝાં માનવીની ભવાઈ (મિલકત) છે."

પણ બહુ માણસો હોય તો? સુભાષિત કહે છે, યુદ્ધ! બીજું શું? હકીકત પરથી મુખ્ય અર્થ તો એ જ છે કે સંગ્રામમાં અનેક માણસો હોય. શું કામ? યુદ્ધમાં ઘણા માણસો ખપે છે: ખપે, તેના બન્ને અર્થોમાં — ઉપયોગ અને નાશ. સંગ્રામમાં ઘણાનો ખુડદો બોલે છે, એટલે ઝાઝાની જરૂર પડે, વળી દ્વેષથી પ્રેરાયેલ યુદ્ધમાં ઘણાં નાકાં સાચવવાં અને નાશ કરવાં જરૂરી હોઈને પણ ઝાઝા માણસોના ખપ-નું સૂચન જણાય છે. એથી વિપરીતપણે પણ તેમાં એક ઓર તથ્ય નથી જણાતું? માનવવ્યવહાર જોતાં, જ્યાં સમુદાય હોય ત્યાં અનેકતા, બુદ્ધિભેદ, અરાજકતા અને તેનાં દૂષણોરૂપે વિવિધ સ્વાર્થોનો સંઘર્ષ સરજાય છે. ખાસ કરીને જે પ્રજા શિસ્તબદ્ધપણે કેળવાઈ ન હોય તેવા સમાજ માટે એ ભય વિશેષ લેખાય. એટલે દૂર સુધી જતો અર્થ ઘટાવી શકાય.

આમ આ સુભાષિત તેને માટે અપેક્ષિત — સામાજિક સંદર્ભમાં વ્યક્તિગત પારસ્પરિક આચારનું — દર્શન ધરે છે. તેનો છંદ સુભાષિત-ને અનુરૂપ અનુષ્ટુપ છે.

હવે તેની નજીકના ભાવાર્થનો એક ગુજરાતી દુહો જુઓ:

> "એકલ ભલાં તપસ્વિઓ, રસિયાં ભલાં જ દોય,
> બીજાં ત્રણ, ત્રણ કે અધિક, જો દિલ દંભ ન હોય."
>
> —પશે

પ્રસ્તુત દુહાનું ઉપરના સુભાષિત જોડે સામ્ય જણાશે. પણ આંશિક જ: તેટલા પૂરતું દેખીતું. અહીં પણ વ્યક્તિના પારસ્પરિક સંબંધઆચારનું સૂચન છે: તો વળી તેના વિશિષ્ટ દૃષ્ટાંતમાં પણ ક્યાંક સામ્ય છે. કેવી રીતે, તે જોઈએ. દુહાનો અર્થ સરળ છે.

તપસ્વીઓ એકલાં સારાં, રસિયાં બે હોય તે સારાં, અને ત્રણ કે ત્રણથી વિશેષ જનો તે સારાં કે જેમના દિલમાં દંભ ન હોય. આમ કવિ વ્યક્તિસંબંધવ્યવહાર દ્વારા સમાજનિરીક્ષણ અને તે નિમિત્તે તેના નૈતિક આચારનું ધોરણ ધરે છે.

અહીં પણ પેલા સુભાષિતની જેમ તપસ્વીને એકલો પ્રમાણ્યો છે : કોઈ પણ પ્રકારની ઊર્ધ્વ સાધનાની એકાગ્રતા અર્થે એકાન્ત — એકાકીપણું આવશ્યક છે, એ ભાવના છે. સંસ્કૃત શ્લોકનો અર્થ તે પણ અહીં ઉદ્દિષ્ટ છે : તેટલે અંશે તેની સાથેનું સામ્ય વરતાશે.

કોઈ પણ બે જણ — સજાતીય કે વિજાતીય, વળી નાનાં કે, અથવા, તેની જોડે મોટાં — ભેળાં મળી વિવિધ પ્રયોજને પણ રસપૂર્વક આનંદલહાણ કરી શકે, તે તમામ રસિકના વર્ગમાં આવી શકે, અને તેવાં બે જન હોય તો તે પોતે સારાં છે, અને એમ હોવુંયે સારું છે. પેલી અંગ્રેજી કહેતીનો પૂર્વાર્ધ 'Two is company'ના ભાવની અહીં ચરિતાર્થતા છે.

આ ઉપરાંત, બેથી અધિક ત્રણ જણાં કે તથીયે અધિકનો સમુદાય જો સાચા અર્થમાં સમવાય બની રહે તો તેય સારાં છે. અર્થાત્ ભેળાં મળેલાંના હૃદયમાં દંભ, દંભમાંથી જન્મતો દ્વેષ વા ડંખ ન હોય અને નિર્મળ હૃદયની સભરતા હોય તો તે સમવાય પણ ભલો એટલે કે ઇષ્ટ — સારો છે.

ત્રીજા પ્રકારના માનવવ્યવહારસંબંધમાં આપણી અર્ધ કેળવાયેલી પ્રજાના સામુદાયિક જીવનમાંના અને સામાન્યપણે જોવા જઈએ તો માનવસમાજના દંભ વગેરે મલિનતાનું અનિષ્ટ કવિના ધ્યાનમાં ન હોય એમ તો કેમ બને ? એથી તે ભયસ્થાનના પરોક્ષ ઉલ્લેખથી કવિ સમુદાય આચારની નીરોગી પ્રણાલી દ્વારા તેની નૈતિકતાની મહત્તાને પ્રમાણે છે. કવિએ પુનરુલ્લેખ કરેલા એક શબ્દ તરફ આપણે લક્ષ આપવાનું છે: તે છે 'ભલાં' શબ્દ. ત્રણે પ્રકારનાં માનવવ્યક્તિત્વ અર્થે કવિ આ 'ભલાં' શબ્દ સાર્થ સંદર્ભમાં સંયોજે છે અને

ત્યાં તેનો શ્લેષાર્થ — દ્વિઅર્થ દ્વારા બન્ને બાજુનો અર્થ સમજવાનો છે. સમાજ અર્થે તેવું વ્યક્તિત્વ હિતાવહ હોઈ ઇષ્ટ છે, માટે ભલાં : તો વ્યક્તિ અર્થેય તેમ હોવું તે હિતાવહ હોઈ ઇષ્ટ છે, એ અર્થમાં પણ 'ભલાં' છે. આમ સમાજ અને વ્યક્તિ ઉભય પક્ષથી 'ભલાં'નો અર્થ ઘટાવવાનો છે. દુહામાં જે ત્રીજો પ્રકાર છે ત્યાં એ શબ્દ અનુક્ત છે, પણ તેને અધ્યાહાર લેખવાનો છે.

અહીં જે ત્રણ જુદા જુદા પ્રકારનાં માનવવ્યક્તિત્વનો વિચાર થયો છે, તેનાં છૂટાં છૂટાં દૃષ્ટાંતો સમાજમાં મોજૂદ હોય જ; પણ જેમ જુદી જુદી વ્યક્તિ પરત્વે તેમ જ એક જ વ્યક્તિની પ્રકૃતિનાં પણ આવાં ત્રણ પાસાં હોઈ શકે. અથવા કહો કે સભાનપણે કરતાં સાહજિકપણે, તે અમુક અંશે હોઈ શકે છે. સંસ્કારી ને સન્નિષ્ઠ જીવ માટે તે હોવાં આવશ્યક પણ છે. સાધનાર્થે ગંભીરભાવે એકાકીપણું, રસજીવનમાં મૈત્રીસહચારની ઉલ્લાસમય લહાણુ અને સામુદાયિક જીવનમાં નિર્દંભ — નિર્દ્વંપ સહયોગ એ જ સમૃદ્ધ વ્યક્તિત્વ.

'શેપ' કદાચ સંસ્કૃત સુભાષિતથી જાણકાર હોય. પણ એ સુભાષિતની સામગ્રીને કેળવીને દુહાને આગવો ઓપ ચડાવેલો છે. કહો કે તે ચડેલો છે. એમાંની વિગતોનો ઉપયોગ કરેલો છે, પણ તેમાંથી જ તાત્ત્વિક દર્શન શક્ય કરી, મિતાક્ષરી સૂત્રાત્મકતાને સાધેલી છે. સુભાષિત છે સમાજદર્શન : દુહો છે, તે દ્વારા જીવનના વિશિષ્ટ વલણની વાત, અને તેથી છે અર્થાન્તરન્યાસી સૂત્ર. સંસ્કૃત સુભાષિતના અક્ષરમેળ અનુષ્ટુપ છંદની જેમ માત્રામેળ દુહા છંદ પણ ભાવાનુરૂપ છે. સંસ્કૃત સુભાષિતમાં વાચ્યાર્થદર્શન છે : દુહામાં તાર્કિક યથાર્થતાથી વિચારની ચોટ અને ભાવસુબદ્ધતા સાધેલી છે. તેમાં એક રીતે ઉભયનો ઐતિહાસિક સંબંધ પડેલો છે. એકની સામગ્રી વડે અન્યમાં આગળ ચાલી ભાવની સૂક્ષ્મતા ને ઊંડાણ પ્રયોજવાનું પ્રગતિસતત એવી કવિતાસંસ્કૃતિનું એ કાર્ય છે.

૨૧–૩–'૭૩

# તરુમહિમા

દશકૂપસમા વાપી દશવાપીસમં સરઃ ।
દશસરસ્સમઃ પુત્રઃ દશપુત્રસમસ્તરુઃ ।।

અર્થ :

દશ કૂવા સમી વાવ, દશ વાવ સમું સર,
દશ સર સમો પુત્ર, દશ પુત્ર સમું તરુ.

આ શ્લોક મનુષ્ય ઉપયોગનાં જળાશયો, પુત્રસંતાન અને વૃક્ષનો ઊતરચઢ મહિમા ચીંધે છે. પણ તેમાં દૃષ્ટિ રહેલી છે, સામાજિક ઉપયોગિતાના હિતની. જે રીતે તેમાં પ્રત્યેકની ઉપયોગિતાની ઉચ્ચાવચતાનો ક્રમ દર્શાવાયો છે, તે આ મુક્તકની કલાત્મકતાનો કસબ છે. અહીં પૂર્વની બાબતનું પછીનીથી થતું તુલનાત્મક મૂલ્યાંકન છે; જે પરસ્પર પદાર્થનું સંબંધપૂર્વક આયોજન કરે છે; અને સર્વશ્રેષ્ઠનું — ટોચનું સ્થાન ચીંધવા, પરાકોટિની એટલે કે પરાકાષ્ઠાની રચના કરે છે. એથી આટલા નાના શા કદના શ્લોકમાં, એક સમગ્ર વિચારનો આલેખ દોરાય છે. તેની પરાકાષ્ઠા, તેમાં રહેલી ઉચ્ચતાનો અને તેમાંથી જન્મતી પૂર્ણતાનો ભાવસંસ્કાર જગાડે છે. આમ આ શ્લોકની વિચારસામગ્રી તેમ જ તેની આકૃતિનું આંતરસંયોજન, તેને સુબદ્ધતાના — સુશ્લિષ્ટતાના સૂત્રમાં ગાંઠી આપે છે. એમ કરીને વિચારમિનારની આકૃતિ આળખે છે.

પણ, અહીં દૃષ્ટિ સામાજિક કહેતાં સમુદાયના હિતની છે, તે કેમ જાણ્યું? એ ઊકલ્યું, અહીં પુત્રને આપેલ સ્થાન પરથી. એ શ્રેષ્ઠથી પછીનું — બીજું છે. જે એ બીનાની સાબિતીરૂપ છે, નહિતર, આપણા હિંદુધર્મી ગૃહસ્થાશ્રમી પુત્રને કોઈથી પણ હેઠનું સ્થાન આપે ખરો? આપણા સમાજજીવનની સંબંધભાતમાં, કોઈ પણ વ્યક્તિને માટે પુત્રનો અનન્ય મહિમા છે. જેનો પ્રભાવ સમગ્ર સમાજરચના ઉપર પડેલો છે. અરે! તેનો પ્રભાવ પરોક્ષપણે ખુદ આ શ્લોકમાં પણ વરતાય છે! જોઈ શકાશે કે અહીં શ્લોકમાં છેલ્લે આવતા અને સહુમાં ઉપરી સ્થાન મેળવતા તરુની એટલે કે તેની પરાકાષ્ઠાની સહેજ જ પૂર્વેનું, તેની જોડે નિકટનું એટલે કે ઉપાંત્ય એવું ઉપરનું સ્થાન પુત્ર માટે મુકરર થયેલું છે. અને છતાં તેનું ઊતરતું સ્થાન તો અહીં છે જ છે; જે વ્યક્તિ કરતાં સમષ્ટિ — સમાજના હિતને લક્ષમાં લે છે, એમ માની શકાય.

અને માટે જ તરુનો — વૃક્ષનો આટલો બધો મહિમા થયો છે, એમ સમજવું? હા જ તો. એ મહિમાનાં અનેક કારણો છે; આપણું ભૂતકાળનું ખેતીપ્રધાન જીવન તેમ જ તેના આચારો તે ગણનાની પાછળ રહેલાં છે; તે કાળનું આપણું ગૃહજીવન, અલ્પ વાહનવ્યવહારવાળું પ્રવાસજીવન વગેરે પણ તરુનો મહિમા કરે એ સહજ છે. પ્રવાસના ખુશ્કી અને તરી — બન્ને માર્ગો માટેનું તે સાધન છે. વિચારી જુઓને! એક તરુ કોઈ એક પહેલાંના મનુષ્યના જીવનમાં કેટલું બધું ગુણકારી ને લાભકારી છે! અને પેઢી દર પેઢી તેનો લાભ છે. થડ, ડાળ, પાન, શિંગ, બી, ફળ, ફૂલ, ગુંદ — એ બધાં વૃક્ષનાં અંગોનો ઉપયોગ, વર્ષોવર્ષ ને પેઢી દર પેઢી છે.

વૃક્ષોનો ભૌગોલિક મહિમા પણ અતિઘણો — અપાર છે. જમીનનું ધોવાણ થતું અટકાવે. ઘટાની છાયા તપી જતી ઇમારતોને તરડાતી અટકાવે. વાતાવરણને શીતલ — ભીનું બનાવે. જલસભર વાદળોને આધાર આપે અને વરસાદને પ્રેરક નીવડે. પંખીને, પ્રાણીને — જીવમાત્રને આશરો આપે. તેનું લાકડું બળતણમાં, રાચરચીલામાં, વહાણ બનાવવામાં, જુદી જુદી રીતે ઉપયોગી નીવડે. ફળફૂલશિંગ વગેરે ઔષધિરૂપે, શાકભાજીરૂપે, સૂકાં પાન કોવાતાં ખાતરરૂપે, કાગળના માવારૂપે — એમ વૃક્ષનાં જુદાં જુદાં અંગો કંઈ અનેક રીતે મનુષ્યને લાભદાયક બને. વળી સૌંદર્યદષ્ટિએ, અને સદા જીવંત એના પ્રાણ-તત્ત્વની દષ્ટિએ, તે દેહ અને મનને સંજીવક નીવડે. આ બધું કોઈ એક જ વ્યક્તિ કે કુટુંબને માટે નહિ, પણ જનસમુદાયને ઉપકારક બને, પથિકપ્રવાસી માટે એ આશીર્વાદરૂપ, બળબળતા રણમાં ને તાપમાં, તે એલી.

આ ઉપરાંત, તો તરુના જાણ્યાઅજાણ્યા કેટલાય લાભ હશે! જ્યારે પુત્ર? વ્યક્તિ માટે — કુટુંબ માટે, કોઈક જ એવો ને એટલો મહદુપકારી નીવડે. સામાન્યપણે સમુદાય માટે તેની માનવસહજ

મર્યાદા તો ખરી જ ને? એટલે જોકે પુત્રનો આમ મહિમા વધારે અને છતાં સામુદાયિક દષ્ટિએ આમ મહિમા ઊણો ઊતરે. વ્યક્તિના જીવનમાં તેનો ઉત્તમ મહિમા, માટે કરીને વાવકૂવા અને સરોવરના સામુદાયિક જીવનના હિત કરતાંયે તેની સરસાઈ લેખવામાં આવી; પણ વૃક્ષની સામાજિક હિત કરવાની શક્તિઓને ધ્યાનમાં લેતાં, પુત્રનું સ્થાન તેનાથી ઊતરતું લેખ્યું.

આ બધાં કારણોએ, પ્રાચીન ઉપરાંત આપણી અદ્યતન યંત્રોદ્યોગ સંસ્કૃતિએ પણ તરુને બહુજનસમાજને માટે અગત્યનું ગણ્યું છે. અને તેથી વૃક્ષારોપણ મહિમાનો પ્રચાર થાય છે. આપણા દેશનાં આડેધડ કપાતાં વૃક્ષો ને લોપાતાં જતાં જંગલો, પ્રજાના જીવન માટે વિટંબણારૂપ છે, તેના અનિષ્ટથી કોણ અજાણ છે?

સમાજના ધારણ અર્થે વૃક્ષની અનિવાર્ય અગત્ય ગાંધીજી સમજતા હતા. એનું હાર્દ (spirit) ધ્યાનમાં રાખીને, તેમણે વૃક્ષની માવજતને જરૂરી લેખી; અને આશ્રમમાં પોતાના અંતેવાસી સાથીઓનાં પુત્રપુત્રીઓના વિવાહવિધિમાં વૃક્ષ-માવજતની વિધિને દાખલ કરી. તેમની રાહબરી હેઠળ થયેલાં લગ્નોની વિધિમાં "ગાય અને વૃક્ષની સાથે એકાત્મભાવસૂચક ગોશાળા સાફ કરવાનું, વૃક્ષની આસપાસ વાળીઝૂડી તેને પાણી પાવાનું કાર્ય"[1] તેમણે ખાસ પ્રયોજ્યું હતું. એવું છે, વૃક્ષનું સંજીવકપણું.

આપણા ગ્રામસંકુલવાળા દેશના ધારણપોષણની દષ્ટિએ, આપણે તરુ અને પુત્રની અગત્ય વિચારી; તો કૂવા, વાવ અને સરોવરની ઉપયોગિતા પણ એ દષ્ટિએ વિચારવા જેવી છે.

કૂવો એ ઘર, ખેતર, માર્ગ, પાણીશેરડો વગેરેનું ઉપયોગી

૧. ગાંધીજી કૃત 'ત્યાગમૂર્તિ અને બીજા લેખો'માંથી 'આદર્શ વિવાહ-વિધિની દૃષ્ટિ' વિભાગનો સાતમો લેખ, શીર્ષક 'એક પવિત્ર ધર્મવિધિ'માંથી ઉદ્ધૃત.

જલાશય છે. જેટલી અને જેવી એની આંતરસરવાણીઓ — 'આવ્ય', તેટલો ઓછોઓછો એનો ઉપયોગ. વ્યક્તિથી માંડીને સીમિત સમાજના જનસમુદાય માટે તે રોજિંદા જીવનમાં ઉપકારક હોઈ, તેનું મા'તમ સમજાય તેવું છે.

પણ એવા દશ કૂવા ભેળા કરીને જેટલા પ્રમાણમાં સામાજિક હિત નિપજાવી શકાય, તેટલું હિત એક વાવથી નીપજી શકે, એવો અહીં કહેવાનો આશય છે. તે કયે કારણે? અલબત્ત અહીં પણ સામાજિક હિતની માત્રાનો જ ખ્યાલ રખાયો છે. વાવ પગથિયાં-વાળી છે. કૂવા કરતાં ઘણી વધારે, અને વધારે લોકોને પાણી અર્થે પહોંચવાને તે આસાન છે. જે વાવનું જલાશય બારે માસ સભરસમૃદ્ધ હોય તેની કેટલીકને ચોદિશ અને અનેકદિશ પગથિયાં હોય છે. એથી ભૂતકાળમાં આપણા ગુજરાતમાં કેટલીયે વાવો વિવિધ રીતે યોજેલાં પગથિયાંવાળી, તેમાં બનાવેલાં આરામસ્થાનોવાળી અને સુંદર કલાત્મક સ્થાપત્યરચનાવાળી હજી આજેય મોજૂદ છે. જે સ્થાપત્ય પાછળ તેની ઉપયોગિતાનો મહિમા પ્રમાણી શકાય.

દશ કૂવા સરસી વાવની સરસાઈ લેખીને, તેનો આ શ્લોકમાં ઉલ્લેખ કર્યો છે. એથીય આગળ લેખ્યો છે, એક સરોવરના જલ-બલનો આધાર. વાવની તુલનાએ સરોવરનું પહોળું પાત્ર બહુલોક અને તેના બહોળા ઉપયોગને સંભવિત બનાવે છે. સરોવરના અનેક ઘાટઆરા તે ઉપયોગિતાના સૂચક છે. પણ સરોવરથીયે પુત્ર ચડે! મનુષ્યલેખેના તેના જીવંત ચેતનામય લક્ષણને કારણે. સુપુત્ર હોય તે તો ખુદ કૂવા-વાવ-સરોવર બંધાવે અને અપરંપાર લોકશ્રેય કરે. આમ સમાજને મનુષ્યની ઉપકારક બનવાની શક્તિ, નિરવધિ અકલ્પ્ય લેખી શકાય, એની માનુષી મર્યાદા છતાં પણ; એની ચેતના જો પરોપકારી બની શકે તો કોઈ બુદ્ધ, કોઈ મહાવીર, ઈશુ કે ગાંધીરૂપે એ કાળના પટ પરના સદાસભર કૂપવાપિ ને સરોવરસમા છે. જેનાં

જ્ઞાન, સદાચાર, સત્ક્રિયાનાં સદાનિર્મલ જલનું આચમન યુગોના યુગો ચાલી શકે.

પણ એ વિરલ ઘટનાની વાત તો વેગળી છે. એવો પુત્ર પાકવો દુર્લભ છે, જે સમગ્ર સમાજનું આટલું ભલું કરે. વ્યક્તિ કે કુટુંબને કોઈ પણ પુત્રનો લાભ મળી શકે ખરો, જે આપણે આગળ જોયેલ છે. જ્યારે વૃક્ષની ઉપયોગિતા બહુજન-સમુદાયના ચાલુ સામાન્ય જીવનમાં રોજબરોજની હોઈ, તેનો બહુઉપકાર અને મૂલ્ય અહીં કથેલ છે; કંઈક અત્યુક્તિથી પણ કથેલ છે. તેને સમર્થન સાંપડે છે એક નીચે આવેલા દુહા પરથી :

> "તરુવર, સરવર, સંતજન, ચોથો વરસે મેહ,
> પરમારથને કારણે, આપ ધરાવે દેહ."

આમ તરુનો મહિમા આપણે પરંપરાથી પ્રમાણ્યો છે.

આ શ્લોકમાં તરુની સામાજિક ઉપયોગિતાને ખાસ લેખામાં લીધી છે. તેના આ ગુણને કારણે, મનવાંછિત દૈવદીધા સર્વ પદાર્થના પાત્રને આપણે 'કલ્પતરુ' કહી તરુનું રૂપક નવાજ્યું છે, તે નિરર્થક નથી.

આપણી વૃક્ષારોપણપ્રવૃત્તિ અને વનમહોત્સવ સમારંભને પ્રચલિત કરવામાં આ શ્લોક શું કામ આવે એવો નથી ?

૨૫-૪-'૭૬

# ગવાક્ષદીપ

[**ન** = નવનીત **સ** = સમર્પણ **પ્ર** = પ્રબુદ્ધ જીવન]

| ક્રમ | લેખ | પ્રથમ પ્રસિદ્ધ |
|---|---|---|
| ૧ | પૂર્ણની ઉપાસના | **ન** – વર્ષ ૧૫ : અંક ૬, જૂન ૧૯૭૬ |
| ૨ | નકારલીલા | અપ્રસિદ્ધ |
| ૩ | પરમધામ | **સ** – દીપોત્સવી, વ. ૨૦ : અં ૨, ૨૯-૧૦-૧૯૭૮ |
| ૪ | ઊર્જિત | **પ્ર** – વ. ૪૧ : અં. ૪, ૧૬-૬-૭૮ |
| ૫ | પ્રજ્ઞાપારમિતા | અપ્રસિદ્ધ |
| ૬ | શક્તિમહિમા | અપ્રસિદ્ધ |
| ૭ | અનેરું મૂર્તીકરણ | **પ્ર** – વ. ૪૦ : અં. ૨, ૧૬-૨-૧૯૭૮ |
| ૮ | શ્રીમદ્ | **સ** – વ. ૧૯ : અં. ૧૯, ૨૬-૬-૧૯૭૮ |
| ૯ | *મધુરાભક્તિનું નિવેદન* | **ન** – *વ. ૧૬ : અં. ૯, સપ્ટેમ્બર ૧૯૭૭* |
| ૧૦ | વદતોવ્યાઘાત | 'ઊર્જા' – ૧૯૭૭ : લકુલીશ વિશેષાંક |
| ૧૧ | ગુરુ દક્ષિણામૂર્તિ | અપ્રસિદ્ધ |
| ૧૨ | અમને વિપત્તિ આપો | **ન** – વ. ૧૩ : અં. ૧૧, નવેમ્બર ૧૯૭૪ |
| ૧૩ | આર્જવી ભક્તિ | **સ** – વ. ૧૯ : અં. ૧૪, ૧૬-૪-૧૯૭૮ |
| ૧૪ | આર્દ્રભાવે સમર્પણ | **પ્ર** – વ. ૭૫ : અં. ૧૧, ૧-૧૦-૧૯૭૩ |
| ૧૫ | શરણાગતિ | **પ્ર** – વ. ૪૦ : અં. ૨૨, ૧૬-૩-૧૯૭૮ |
| ૧૬ | તારે આલંબને | **સ** – વ. ૧૬ : અં. ૧૮, ૧૫-૬-૧૯૭૫ |
| ૧૭ | સૂર્યવંદના | **પ્ર** – વ. ૩૪ : અં. ૯, ૧-૯-૧૯૭૨ |
| ૧૮ | ઉદયચંદ્ર | **પ્ર** – વ. ૩૪ : અં. ૧૪, ૧૬-૧૧-૧૯૭૨ |
| ૧૯ | અંતરઅમૃતમ્ | અપ્રસિદ્ધ |
| ૨૦ | બ્રહ્માનંદનો કેફ | **પ્ર** – વ. ૩૭ : અં. ૧૩, ૧૬-૧૧-૧૯૭૫ |

